# પુનરુદ્ધાર




રાજેન્દ્ર

# પુનરુદ્ધાર

[એક નાટક.]

---

લેખક :

રાજેંદ્રરાવ સોમનારાયણ
'વિપિન' અને 'મોગલ સંધ્યા'ના લેખક

---



---

પ્રકાશક:
રાજેંદ્રરાવ સોમનારાયણ
કાનજીભવન નં. ૪ મુંબાઈ.



તૈયાર છે.

વિપિન (આવૃત્તિ ચોથી) શ્રીયુત્ કૃષ્ણલાલ મો. ઝવેરીના ઉપોદ્‌ઘાતવાળી (રૂા. ૧-૮-૦)

મોગલ સંધ્યા (રૂા. ૧-૮-૦)

મુદ્રકઃ—વજેરામ માનસિંહ.
મુદ્રણ સ્થાનઃ—"સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસ, ઠે. ચૌટાના પૂલ પર-સુરત.

પુનરુદ્ધારના

પ્રાણરૂપ—

હંસા અને હમીરોને-

ભાનુ અને વનવીરોને.

# નિવેદન

સહેજે આઠ વર્ષ થયાં હશે. 'એકજ ભૂલ'થી જાણીતી થયેલી રૉયલ નાટકમંડળીના સંચાલક અને મારા સ્નેહી રા. મહાભાઈએ એમની મંડળી માટે નાટક લખવા કહ્યું. અર્ધું લખ્યું, તેમની આગળ વાંચી ગયો, પણ તે પૂરૂં કરવાને જેવું જોઈએ તેવું ઉત્તેજન મળ્યું નહીં તેથી મૂકી રાખ્યું. ૧૯૨૭માં એજ લખાણુ ભાઈ જ્યોતીન્દ્ર આગળ વાંચ્યું અને તેણે કહ્યું કે 'કાકા પૂરૂં કરો, સારૂં છે.' ૧૯૨૯ની નાતાલમાં રિવાજ મુજબ સુરત કે બીજે કોઈ ઠેકાણે જવું ના બન્યું, મુંબઈમાંજ રોકાઈ ગયો અને નાટક પૂરૂં લખી નાંખ્યું.

ઘરમાં જુનીઅર બી. એ.માં અભ્યાસ કરતા ભાઈ રોહિત મનુશંકર દવે તથા સાહિત્યપ્રેમી, મારા માણસ, જગતજીવન દુર્લભજી આગળ વાંચ્યું. સ્વભાવથી જગતજીવન શરમાળ અને હું એનો શેઠ એટલે જે ત્રુટિ લાગી હશે તે નિડરપણે પૂરી કહી શક્યા નહીં. ભાઈ રોહિતે મુંઝાયા વિના કહેવાનું હતું તે કહ્યું. એના અંગ્રેજી નાટકોના વિશાળ અભ્યાસનો એણે મને લાભ આપ્યો, અને મારે ગળે વાત ઉતરી. એક પ્રોફેસર મિત્ર આગળ વાંચતાં તેણે પણ સૂચનાઓ કરી. પાંચેક પ્રવેશ નવા લખ્યા, અને ત્રિપુટીને તે પસંદ પડતાં માર્ચ માસમાં મુ. કેશવલાલભાઈને મેં પત્ર લખી નાટક એમની આગળ વાંચી જવા ઇચ્છા બતાવી.

## મારે સાક્ષરો જોડે લહેણું છે

'વિપિન' પૂરી થતાં સ્વર્ગસ્થ મુ. કમળાશંકરભાઈએ પ્રોત્સાહન આપ્યું, મુ. ઝવેરી સાહેબે તેને માટે ઉપોદ્‌ઘાત લખ્યો. મુ. કેશવલાલભાઈ એટલે નિશાળમાં મારા વડા, હું એમના હાથ તળે એક શિક્ષક. અત્યારે એમની વય થઈ છે. સહેજ પરિશ્રમ કરતાં તેઓ થાકી જાય છે, ઉપરાંત સંશોધનનું એક મહદ્ કાર્ય હાથમાં લીધું છે. તેઓએ, મુંબઈ પોતે એપ્રિલની આખરમાં આવનાર છે તો ત્યાં સુધી થોભી જવા લખ્યું. મુંબઈ આવ્યા ને હું એમને મળવા ગયો. ગાડીએથી ઉતર્યા ને માંડ દોઢ કલાક થયો હશે ને પોતે મારો કાર્ડ કાઢી મારે ત્યાં આવવાની તૈયારીમાં હતા. હું તો આભોજ બની ગયો. મને વાંચવાનું શરુ કરવા કહ્યું. ચાર કલાક એક

સરખું સાંભળ્યું. શબ્દથી માંડીને દરેક વાક્યરચના અને વિચાર માટે ઝીણવટથી મને કેટલીક સૂચનાઓ કરી. વળતે દિવસે પાછા મને બે કલાક આપ્યા અને હું આભાર માનું તે પહેલાં "મારાથી હમણાં બહુ વંચાતું નથી અને તમે આ તમારૂં નાટક વાંચી મને આનંદ આપ્યો માટે હું તમારો આભાર માનું છું" એમ જણાવ્યું. મારા વડા તરીકેનો મને તેમનો અનુભવ સારોજ હતો. પણ આટલી હદ સુધીના તેમના સૌજન્યનો અનુભવ મારે અનુભવવો બાકી રહ્યો હતો. જાણે મારા અનુભવમાં કચાશ હતી તેનો પુનરુદ્ધાર કર્યો. સાહિત્ય, રંગભૂમિ અને ઐતિહાસિક દૃષ્ટિએ એમને આ નાટક રુચ્યું તેથી એને પ્રકાશમાં આણવા મારૂં મન લલચાયું.

ઉપર જણાવ્યા મુજબ આ કૃતિને જનતા આગળ મૂકું છું તેમાં ચિ. જ્યોતીન્દ્રે આપેલી હિંમત અને સહાય ઓછાં નથી. છાપભૂલો એણે સુધારી છે. ગાયનની પ્રથમ ત્રણ કૃતિઓ એની સ્વતંત્ર કૃતિ છે. બાકીની મારી લુલીપાંગળી હતી તેને એણે ઓપ આપ્યો છે.

## ટૉડ રાજસ્થાન

આ નાટક લખવાનું મન 'ટૉડ'નું રાજસ્થાન વાંચીને થયું. એમાં જ્યાં જ્યાં ત્રુટિઓ આવે છે ત્યાં ત્યાં ઇતિહાસના અભ્યાસીને ભારે પડી જાય છે. પાત્રોનાં નામ બહુ જુજ મળે છે. ઇ. સ. ૧૩૦૧માં હમીર ચિતોડની ગાદીએ આવ્યો એ વાત માન્યામાં આવે એમ નથી. અને પછી કલ્પનાના ઘોડા દોડાવવાની ફરજ પડે છે. ૧૩૦૩માં અલાઉદ્દીન ખિલજીએ ચિતોડ સર કર્યું. રાણો લક્ષ્મણસિંહ, અજયસિંહ સિવાયના એના બધા પુત્રો સાથે રણમાં પડ્યો. રાણાએ પોતાના પછી નીમેલા ગાદી વારસ અજયસિંહ કેલવાડા જઈ વસ્યો. આસપાસના ભીલ પ્રદેશોમાં સત્તા પ્રસરાવી પણ ભીલ સરદાર મુંજાવલૈચા અજયસિંહને ઝંપવા દેતો નહોતો. અજયસિંહને ૧૬ અને ૧૫ વર્ષના બે પુત્રો હતા. આ સમયે હમીર કાકાને આવી મળ્યો. રાતદિવસ કાકાના હૃદયમાં કાંટા સમ ખૂંચતાં મુંજાવલૈચાને દૂર કરવા હમીરે દૃઢ સંકલ્પ કર્યો. વીર હમીરે ભીલ સરદાર ઉપર આક્રમણ કર્યું અને યુદ્ધમાં તેનું માથું કાપી કાકાને ધર્યું. આ ઘટના વખતે હમીરનું વય ૧૮ની આસપાસ હોવું જોઈએ. પોતાના બે પુત્રોના કરતાં હમીર ચિતોડની ગાદીએ આવવાને વિશેષ યોગ્ય છે, એમ અજયસિંહને લાગવાથી,

ઉપરાંત પિતાને એ મુજબ કરવા પોતે આપેલા વચનથી બંધાયેલો હોવાથી હમીર-સિંહને તેણે રાજતિલક કર્યું. વળી હમીરસિંહ ચિતોડપતન સમયે, એટલે ૧૩૦૩માં માંડ બાર વર્ષનો હતો એમ ટૉડ લખે છે. હું પણ અનુમાન કરવાનો લોભ અટકાવી શકતો નથી. ૧૩૧૦માં અજયસિંહે દેહ છોડયો અને હમીરસિંહને ચિતોડની ગાદી માટે વારસ ઠેરવ્યો. ૧૩૧૬માં અલાઉદ્દીન ખિલજીનું મૃત્યું થયું. તે પ્રસંગ માટે લખતાં ઇતિહાસકાર જણાવે છે કે ચિતોડની આસપાસના પ્રદેશો ધીરે ધીરે અજયસિંહ અને હમીરસિંહે હસ્તગત કર્યાં છે તેની ખબર, અને ચિતોડ પણ હાથમાંથી સરકી જવાની અણી પર છે એવા સમાચારે બાદશાહની તબીઅતને આઘાત પહોંચાડયો. એલ્ફિન્સ્ટન ૧૩૧૨માં રાણા હમીરનો અધિકાર સ્થપાયાનું અનુમાન કરે છે. ૧૩૦૧ના આંકડાને ગમે તે આંકડાંમાં ફેરવવાના વિચારને દબાવી એટલું તો નક્કી પણે કહી શકાય કે તે ૧૩૧૦માં અજયસિંહનું અવસાન થતાં હમીરસિંહને ગાદી મળી એજ વાસ્તવિક છે. ૧૩૧૦ ને બદલે ૧૩૦૧ લખાયું હોય અથવા તે જાતની છાપભૂલ રહી હોય તે, ૧૩૧૨ને બદલે ૧૩૦૧ લખાય કે છપાય તે કરતાં વધારે શક્ય તેમજ સ્વાભાવિક છે. મુસ્લીમ તવારીખમાં ફેરીશ્તા આધાર છે. ઇલિયટ પણ કેટલોક સારો પ્રકાશ પાડે છે. ૧૩૧૬ સંબંધમાં અલાઉદ્દીનના મરણ પથારીએ પડયાના સમાચાર માટે લખતાં લખાયું છે કે ગુજરાતની પવિત્ર ભૂમિ વનરાજના વંશજો પ્રત્યે પોતાનો ભાવ અને નિમકહલાલીની તિલાંજલી અર્પવા, તેની સ્વતંત્રતાના નાશ કરનાર અલાઉદ્દીનના સરદાર અલપખાનની ચિતાને જાણે ચેતાવવા, તેના પર વૈર લેવા, કટિબદ્ધ થઈ હોય તેમ સળગી, અને ગુજરાતમાં બંડની પહેલી ચીનગારી ઉઠી. કુમાલખાનને એ બંડ દબાવવા અલાઉદ્દીને મોકલ્યો પણ તેનું ખૂન થયું. રામદેવના જમાઈ હરપાળદેવે દક્ષિણમાં એના રાજઅમલ સામે દાવાનળ પ્રકટાવ્યો. ચિતોડમાં પણ બંડ થયું. ચિતોડના રજપૂતોએ અલાઉદ્દીનના અમલદારોને દિવાલ ઉપરથી ગબડાવી દીધા અને આ બનાવોથી ગંભીર માંદગી ભોગવતા સુલ્તાનને આઘાત થયો. આમ છતાં અલાઉદ્દીનના જીવન પર્યંત એની હુકૂમત ચિતોડગઢમાંથી ગયાનો ઉલ્લેખ નથી. જો કે તેની આસપાસના પ્રદેશમાં હમીરસિંહ વિજય મેળવી રહ્યા હતા. રાજપૂતોએ હમીરસિંહની સરદારી નીચે ઘણુંજ નુકસાન

પહોંચાડયું હોય અને માલદેવને બાદશાહના મરણ સમાચાર મળતાં હમીરસિંહને હાથ તાળી આપવા શ્રીફળ મોકલવાની તદબીર તે પછી સુજી હોય એજ બનવા જોગ છે. માલદેવે સમયનો લાભ લેવા આ બાજી રચી અને તેમાં એને થાપ મળી. દિલ્હીને દિલ્હીની ફિકર પડી હતી. સલ્તનતને પતનમાંથી બચવાનું હતું. હમીરસિંહ ૧૩૧૨ કે ૧૩૧૬માંજ ચિતોડગઢ સર કરી શકયો હોત તો તે પછી મારવાડ, જયપુર, બુંદી, ગ્વાલીઅર આબુ આદિ પ્રદેશોના રાજાઓની સહાનુભૂતિથી એમનો સાહસિક સ્વભાવ તથા યુવાનીનું જોમ ચિતોડના થયેલા વિજયથી પ્રેરાઈ, તેમજ અલાઉદ્દીન પછીના એના વંશજોમાં ચાલી રહેલી અંધાધુંધીનો લાભ લઈ દિલ્હી પર આક્રમણ લઈ જતે. પરંતુ તેમ બન્યું હોય તેમ આપણે જાણતા નથી. એટલે ચિતોડગઢ એના હાથમાં ૧૩૧૬ પછી, ક્ષેત્રસિંહના જન્મ પછી, એક વર્ષે તેની બાધા મૂકાવવાને બહાને ( હંસા ) રાણીની તદબીરને અંગે ૧૩૧૯–૧૩૨૧માં હાથ આવ્યો એ બનવા જોગ છે અને એનું ચિતોડગઢમાં રાજ્યારોહણ એ સમયેજ સંભવિત છે. ચિતોડ એણે જે રીતે હસ્તગત કર્યું તે સંજોગ ધ્યાનમાં લેતાં બધાં રજપૂત રાજયો એની કીર્તિથી અંજાય એ સ્વાભાવિક નહોતું એની વીરતાની કસોટી બાકી રહી ૧૩૨૧માં તઘુલખ* વંશની સ્થાપના થઈ. એનો સ્થાપનાર એક શુરવીર સરદારમાંથી સુલ્તાન પદે પહોંચ્યો હતો. તે ચિતોડ મેળવવાનો વિચાર કરી શકયો નહીં. હમીર ભસ્મીભૂત ચિતોડમાંથી મેવાડનું નવું સર્જન કરવામાં રોકાયો. કેલવાડામાં હમીર તળાવ બંધાવી તેના ઉપર મેવાડની અધિષ્ઠાત્રી દેવીનું મદિર બંધાવ્યું. બીજાં રજપૂત રાજયોને પોતાની તરફેણમાં લેવા પ્રયાસ શરુ કર્યો. ઇ. સ. ૧૩૨૫ના ફેબ્રુઆરિ માસમાં મહમદ તઘુલખ દિલ્હીની ગાદીએ બેઠો. ૧૩૨૭માં ચગતાઈ સરદારને હાથે એણે શિકસ્ત ખાધી; અને તે પછી માલદેવની સલાહ તથા વિનતિને આધીન થઈ ચિતોડ પુનઃ લેવા એણે ઝંપલાવ્યું એમ વિશેષ સંભવિત લાગે છે બાદશાહને મળેલી હાર તેમજ એને કેદ કર્યાની બીના ‘ રાજસ્થાન ’માં આપેલી છે. આ હકીકત ખરી હોય અને માત્ર ભાટ ચારણોની હમીરપ્રશંસા ન હોય તો અજમેર, રણથંભોર, નાગોર, શુઆ તથા શિવપુર ઉપરાંત પચાસ લાખ

* (‘ મૂલહિકાત ’ના કર્તાને આધારે) કુતલૂઘનો અપભ્રંશ.

રૂપીઆ અને સો હાથી મ. તઘુલખે હમીરને દંડમાં આપ્યા, તથા ૧૩૨૮થી ૧૩૩૬નો મ. તઘુલખનો ક્રમવાર ઇતિહાસ મળતો નથી તેનાં કારણો સમજી શકાય એમ છે. શિકસ્ત ખાઈ પાછો ફરેલો સુલ્તાન પોતાની રાજધાનીમાં સ્થિરતા આવે અને પોતાનો દાબ બેસે એમજ ઇચ્છા રાખે. એ વર્ષો માટે એટલુંજ લખાણુ છે કે પર્શીઆ, તારતરી લેવાનો સુલ્તાને વિચાર કર્યો. પણ નાણાંની તંગી, લશ્કરના ચઢી ગયેલા પગાર, અને તેને અંગે પ્રકટેલા અસંતોષથી તેઓએ લુંટફાટ ચલાવી એટલે એ વિચાર સુલ્તાને માંડી વાળ્યો. મેવાડના રાણાને પચાસ લાખનો આપવો પડેલો દંડ પણ તેને નાણાંની તંગી પડી તે બતાવવા સાધન રૂપ છે.

જોધપુર, બુંદી, આબુ વગેરેનાં રજપૂત રાજ્યો આ બનાવ પછી હમીરની વીરતાનો આંક આંકી શક્યા અને એની છાયા તળે આવવા અથવા સંધિથી જોડાવવા લલચાયા. આ રીતે ચિતોડ ૧૩૧૮/૨૧માં પ્રથમ હસ્તગત કર્યું તે સમયે રાણાનું વય ૨૭થી ૩૦નું સ્વાભાવિક રીતે લાગે છે. જે વિધવા જોડે એનું લગ્ન થયું તેની વયને ધ્યાનમાં લેતાં ઉપલી હકીકત વાસ્તવિક લાગે છે. એ વીરાંગના એજ હમીરસિંહને પહેરામણીમાં જલધર મંત્રીને માંગી લેવા સૂચવ્યું. એની એ દૂર દક્ષતા મારા વિચારને ટેકો આપે છે. પુનર્લગ્ન* વખતે એનું વય ૧૬/૨૦ની આસપાસ તેની સલાહ જોતાં હોવું જોઈએ. માલદેવ 'માદેરિયા' ગયા તેની ખબર પણ એણેજ હમીરસિંહને પીયેરથી પહોંચાડી; બાકીનું કામ જલધરે કર્યું. તે પાછું લેવા સુલ્તાન મ. તઘુલખે ૧૩૨૮–૩૬માં પ્રયાસ કર્યો અને તે નિષ્ફળ ગયો.

## પાત્રો

નાટકમાં આવેલા હંસાના પ્રસંગો ઐતિહાસિક દૃષ્ટિએ લીધા છે. જ્યારે એકાદ બે રસ ઉપજાવવા પૂરતા છે. હંસા, ભનુમતી તથા મેનાનાં નામો કલ્પિત છે. ભીલ સરદારો તથા દરબારીઓનાં નામો ઉપજાવેલાં છે. જે જે ગામમાં મુકામ થાય છે તે નામો ઇતિહાસમાંથી છે. વનવીર ઐતિહાસિક પાત્ર છે. "રાજસ્થાન"માં એ રાણાની સેવા પાછળથી સ્વીકારે છે અને હમીરસિંહ તેને નિમકહલાલ રહેવા કહી નીમચ, જીરણ, રતનપુર

* રાજવંશી તેમજ રજપૂતો માટે આ પુનર્લગ્ન પહેલો બનાવ છે.

અને કૈવરાદિ પ્રદેશ જાગીરમાં આપે છે તથા વનવીરે ભિન્સરોર જીતી, રાણાને સોંપી પોતાની યોગ્યતા પૂરવાર કરી આપી એમ હકીકત છે. મેં વનવીરને દેશાભિમાની કલ્પયો છે તથા તેને મૂળથીજ હમીરસિંહ માટે પક્ષપાત હતો, એમ બતાવ્યું છે.

## શિકસ્ત કોની ?

આ બધાએ કરતાં મોટામાં મોટી મુશ્કેલી એ છે કે માલદેવ હતાશ થઈ દિલ્હીના કયા સુલ્તાનને ચિતોડ પર આક્રમણે કરવા લલચાવી શકયો તે બાબતમાં 'રાજસ્થાન' વાંચતાં ગુંચવાડો ઉભો થાય છે. 'ટૉડ' જણાવે છે કે માલદેવ મહમદ ખિલજી પાસે ગયો અને મહમદ ખિલજી જોડે શિંગોલી આગળ યુદ્ધ થતાં સુલ્તાનને શિકસ્ત મળી અને તેને ત્રણ માસ કારાગૃહમાં પૂરવામાં આવ્યો. પરંતુ ઇતિહાસમાં મહમદ ખિલજી નામની કોઈ પણ વ્યક્તિ દિલ્હીના સિંહાસને આવી હોય તેમ જણાતું નથી. અલાઉદ્દીન પછી મલેક કાફુરે તેની ત્રીજી માનીતી બેગમના સાત વર્ષના ઉમરને સુલ્તાન શહાબુદ્દીન ઉપનામ ધારણ કરાવી ગાદીએ બેસાડયો અને પોતે તેનો રાજ મુખત્યાર થયો. એ અમલ ટકી શકયો નહી અને બીજી માનીતી બેગમનો મુબારક, કુતુબુદ્દીન સુલ્તાન નામે ગાદી નિશીન થયો. મલેક ખૂશરૂ એનો જમણો હાથ હતો. એણે ચાર વર્ષ રાજ્ય કર્યું. અને ૧૩૧૯માં દક્ષિણમાં ચઢાઈ કરી યાદવવંશના હરપાળને હરાવ્યો. ૧૩૧૯માં ખૂશરૂએ ગુજરાતથી પોતાના જાતભાઇઓને બોલાવી લીધા. મુબારકના રાજઅમલની વિચિત્રતા તથા આપણે કલ્પી ના શકીએ એવો એનો મોજ મઝાનો ખ્યાલ, મ. ખૂશરૂની પોતાની મરજી મુજબ સુલ્તાન પાસે કામ કરાવવાની યુક્તિ પ્રયુક્તિ અને ખૂશરૂની બેઇમાની સંબંધમાં, ઇતિહાસનાં શોખીનોને હું ઇલિયટ (Elliot) વાંચવા ભલામણ કરીશ. ઍલ્ફીન્સ્ટન કહે છે કે મુબારક ખિલજી ને હમીરને હાથે હાર મળી હશે. પણ આવા રાજઅમલમાં ત્રણ માસ માટે સુલ્તાન મુબારકને ચિતોડના કારાગ્રહમાં પૂરવામાં આવે તો દિલ્હી જે ખૂનામરકી અને ગુલામોની આપખૂદીનું ધામ હતું ત્યાં સુલ્તાનનો પ્રત્યેક માનીતો હઝૂરીઓ, બાદશાહ બની ગાદીએ બેસી ગયો હોત. ૧૩૨૧માં ગુલામ ખૂશરૂએ સુલ્તાનનું ખૂન કર્યું અને નશીરૂદ્દીન સુલ્તાનને નામે રાજસત્તા હાથમાં લીધી. પૂરા પાંચ માસ

પસાર ન થયા ને તઘુલખ વંશની સ્થાપના થઈ. ગ્યાસુદ્દીન તઘુલખે ચાર વર્ષ રાજ્ય કર્યું અને એના શાહઝાદા જૂના–અલફખાન–મહમદ તઘુલખ વરંગળ પર બે ચઢાઈ કરી જેમાં પહેલીવાર તેને સખ્ત શિકસ્ત મળી. બાદશાહે જાતે બંગાળ પર ચઢાઈ કરી જય મેળવી દિલ્હી આવવા પાછો ફર્યો ત્યાં અફઘાન પૂરમાં સત્કાર કરવા ત્રણ રાતમાં ઉભો કરેલો શામિયાનો તુટી પડયો અને સુલ્તાનનું આકસ્મિક મરણ થયું અને મહમદ તઘુલખ ૧૩૨૫માં ગાદીએ આવ્યો. તેનો સાલવારનો ઇતિહાસ જોતાં ૧૩૨૮–૩૬ના વર્ષોનો ઇતિહાસ ઉપલબ્ધ થતો નથી, જ્યારે બાકીનો વિગતવાર છે. કવિ બારની જેવી સ્વતંત્ર વ્યક્તિએ ૧૩૨૭માં ચત્રતાઈ સરદારને હાથે મહમદને શિકસ્ત મળી એ વાત એના પછી થયેલા બાદશાહને ખોટું લાગે માટે લખી નથી. મારી માન્યતા પ્રમાણે હમીરને હાથે એ અરસામાં મહમદ ખિલજી નહીં પણ મહમદ તઘુલખને શિકસ્ત શિંગોલીની લડાઇમાં મળી હોય એ બંધ બેસતું છે. કવિ બારનીએ આ હકીકત પણ ઉપરનાજ કારણસર ઇતિહાસમાં ના જણાવી હોય એ બનવા જોગ છે. ખિલજી વંશના છેલ્લા દસબાર વર્ષની આપખુદી તઘુલખ વંશના સ્થાપનારે ધોઈ નાંખી. ચાર વર્ષના રાજ અમલમાં પોતાનો દાબ બેસાડવામાં કાઢયા અને વરંગુલ તથા બંગાળમાં જીત મેળવી. દિલ્હીમાં થયેલી અંધાધુંધીને દૂર કરવાનો પ્રયાસ નવા વંશ સ્થાપનાર માટે ખાસ આવશ્યક હતો. સત્તાનો ઝમાવટ થયા પછી મહમદ તઘુલખને ગાદી મળી. તેણે છવીસ વર્ષ રાજ્ય કર્યું અને એના રાજઅમલમાંજ માલદેવ દિલ્હી જઈ સુલ્તાનને ચિતોડ પર આક્રમણ કરવાના પ્રયાસમાં સફળતા મેળવે એમ હું માનું છું અને એ આધારે હમીરની જીત મહમદ તઘુલખ પર થઈ એમ માની અને 'રાજસ્થાન'માં ચિતોડાધીશને આપવાં પડેલાં વિગતવાર પરગણાંનાં નામો પરથી એ હકીકતને સત્ય ગણી હું ચાલ્યો છું. મહામહોપાધ્યાય ગૌરીશંકરજીનું રાજસ્થાનને લગતું હિંદીમાં પુસ્તક બહાર પડયું છે તે જોવાનું મારાથી બન્યું નથી કેમકે હિન્દી ભાષાનું મને જ્ઞાન નથી ઉપરાંત મેં લખેલી નવલકથા પરથી આ નાટકનું રૂપ આપ્યું છે તે લખ્યાને પંદરેક વર્ષ સહેજે થયાં હશે; અને તેમાં મે મહમદ તઘુલખ પર વિજય મેળવ્યાનું જણાવ્યું છે. બધા સંજોગો ધ્યાનમાં લેતાં મને એજ વાસ્તવિક સત્ય લાગવાથી

નાટકમાં પણ તેમજ વર્ણવ્યું છે. ઉપરાંત બાદશાહ ત્રણ માસ કેદમાં પૂરાતાં દિલ્હી જે પ્રપંચનું ધામ હતું ત્યાં નવો બખેડો ના થાય; બાદશાહ થઈ બેસવા કોઈ ના લલચાય એવી ઘટના માટે રૂઆબવાળા, જેના નામથી થરથરાટ છુટે એવા, બાદશાહનો અમલ ચિતોડમાં થયલી શિકસ્ત સમયે જોઈએ તેમજ તેણે સહેજે દશબાર વર્ષ સ્થિરતાથી રાજ્ય કર્યું હોવું જોઈએ. અલાઉદ્દીન ખિલજીનું પાછલું જીવન રાજખટપટ, ગૃહકલહ, અને મલેક કાફૂરના કાવાદાવાથી ભરપૂર છે. તે શિકસ્ત ખાઈ કેદ થયો હોત તો કાફૂરનું કામ બહુ સહેલું થઈ પડયું હોત, વળી જે બાદશાહે ચિતોડને વેરાન કરી મૂક્યું તેની જોડે હમીર ઉદારતા બતાવને એ પણ બહુ સંભવિત નથી. એટલે ચિતોડગઢ પર અલાઉદ્દીન બીજી ચઢાઈ લઈ ગયો એ સંભવિત નથી. અલાઉદ્દીનના પાછલા અમલમાં મલેક કાફૂરની સરદારી નીચેજ જ્યાં જ્યાં હૂમલાઓ થયા છે ત્યાં કરવામાં આવ્યા છે, તેણે બધે જીત મેળવી અને તેથી ફુલાઈ બાદશાહ થવાની તેણે ગાંઠ બાંધી. ટુંકમાં ૧૩૧૨માં ચિતોડ-ગઢ પ્રવેશ પણ સંભવિત નથી તેમજ શિંગોલીની લડાઈ પણ થઇ નથી. અ. ખિલજીની શિકસ્ત થઈ હોત તો રાજઅમલ નવો સ્થપાતાં 'બારની' નિડરપણે તેમ જરૂર લખી શકતે. ટુંકમાં અલાઉદ્દીનની શિકસ્ત થઇ એ અનુમાન પણ ખોટું છે. ઇતિહાસમાં રસ લેનાર વાચક માટે પરિશિષ્ઠમાં મને મળી આવેલી સાલવાર બનાવોની નોંધ મેં આપી છે.

## આપણો ઇતિહાસ

આ બધાય કરતાં સુલ્તાન મહમદ તઘુલખનો ઇતિહાસ વાંચતા મને ખરેખરી દિલગીરી એ થાય છે કે આપણને ઇતિહાસ નથી શીખવતા પણ આપણી મશ્કરી કરવામાં આવે છે અને ઇતિહાસનું ખૂન થાય છે. સોમાં નેવું માણસને એમ ખબર છે કે મહમદ તઘુલખે ચામડાના સિક્કા પાડવાનો પ્રયત્ન કર્યો, પોતાના પડી ગએલા દાંત ઉપર મોટી કબર બંધાવી અને મહમદ ગાંડાને નામે મહાશય એલ્ફિન્સ્ટનના આધારે એને આપણે ઓળખતા આવ્યા છીએ. પરંતુ નસીબ સંયોગે અલાઉદ્દીનના સમયમાં દિલ્હીના કોટવાળ અલાઉલમુલ્કના ભત્રીજા, ઝીઆઉદ્દીનબારની* જેવો

*અલાઉદ્દીનના સમયને માટે ખૂશરૂ તથા ટેન્જીઅર્સથી આવેલ કવિ ઇબ્ન બતુતા આધાર છે ખૂશરૂ શાહઝાદાની પ્રેમ કથા લખે છે તેને માટે એનો પક્ષપાત છે, બતુતા સ્વતંત્ર વ્યક્તિ છે.

ઇતિહાસકાર, વિદ્વાન્ કવિનો પરિચય મહમદ તઘુલખને ના થયો હોત તો ચામડા, ત્રાંબા કે કાગળના સિક્કા પાડનાર મહમદ, એલ્ફિન્સ્ટનની માન્યતા મુજબ કોઈ ધૂની અને ગાંડો બાદશાહ હતો એટલુંજ આપણે જાણતે. રાજપ્રકરણમાં બને છે તેમ જેની હુકૂમતની હાંક વાગતી હોય તેની શિકસ્ત માટે લખવું એ ભયંકર થઈ પડે છે. એવો માણસ ગુનેહગારની કક્ષામાં મૂકાય છે, એટલે કેટલીક અગત્યની બાબતમાં બારની મૌન સેવે છે. તે ચૌદમી સદી હતી. પણ આજે વીસમી સદી છતાં, સંસ્કૃતિમાં આપણે આગળ વધીએ છીએ છતાં, 'કડવું સત્ય' કોઈ રાજઅમલને રુચતું નથી અને તેનો અવરોધ તરતજ થાય છે એ કયાં વાંચકને અજાણ્યું છે ?

## હડહડતું જુઠાણું અને ખરેખરો મહમદ તઘુલખ

મહમદ તઘુલખની વીરતા, રાજ્ય ચલાવવાની દક્ષતા, એનાં લોકોપયોગી કાર્યો, એની વિદ્વતા તથા ફિલ્સુફી વગેરે આપણે બારનીનેજ આધારે જાણી શકીએ છીએ.

સુલ્તાન મહમદ તઘુલખે અશક્ત અને માંદાઓ માટે આરોગ્યગૃહ બંધાવ્યાં, વિધવા અને અનાથો માટે આશ્રમો ખોલ્યાં. એ ઉત્તમ વક્તા અને જ્ઞાન સંપન્ન બાદશાહ હતો. અરેબિક અને ફારસી મનોહર શૈલીમાં લખતો. એના સંસ્કાર બહુ ઉચ્ચ કોટિના હતા. ઇતિહાસનો એ અભ્યાસી હતો. એની સ્મરણશક્તિ વિલક્ષણ હતી. પદાર્થપાઠ, તત્ત્વજ્ઞાન, ખગોલ, ગણિત, શારીરિક અને માનસ શાસ્ત્રમાં તે પ્રવીણ હતો. સહેજ પરિચયમાં આવનાર મનુષ્યને તે મોં ઉપરથી પારખી કાઢતો. દર્દીઓની જાતે માવજત કરતો. ગ્રીક વિભાગના તત્ત્વજ્ઞાનનો તે અભ્યાસી હતો અને આસુદ મન્તકી, કવિ ઉબેદ, નુજમુદ્દીન ઇન્તિશાર, મૌલાના અયનુદ્દીન શીરાઝી જોડે વિવાદમાં ઉતરતો. દેહાંતદંડની શિક્ષા કુરાને શરીફના ફરમાનને આધારે કયા ગુનાહમાં અપાય તે સંબંધમાં કવિ બારની જોડે બાદશાહે ચર્ચા કરેલી. બારનીએ સત્ય હકીકત કહી અને છેવટે બાદશાહે કહ્યું તમે કહો છો તે ખરૂં છે પણ આ ફરમાન કર્યાં તે પછી દુનિયા વધારે બગડી જતી જાય છે. એને કાલ્પનિક નવલકથા અને રૂપદર્શી વાતો માટે શોખ નહોતો, વિદુષક અને નટોમાં તે રસ લેતો નહોતો. ધર્મનો અભ્યાસી હતો. અને તે સમયના નામવર ખલીફાએ પોતાનો કાસદ એને મળવા

માટે મોકલ્યો હતો. જાતે સારો કવિ હતો. કોઈ પણ જાતના વ્યસનથી દૂર હતો. પવિત્ર કુરાને કરેલા નિષેધથી દૂર રહેતો. વ્યભિચારનો વિરોધી હતો.

## એકજ ખોડ

આગલા રાજ અમલની ખટપટો, કાવાદાવા તેમજ ગેરવહિવટને અંગે કે કોઈ પણ કારણે એ રૈયત તરફ કોઈ કોઈવાર એવો દયાહીન થઈ જતો અને એવી શિક્ષા ફરમાવતો કે જાણે માણુસ જાતનું એ નિકંદન કાઢવા માગતો હોય. શિક્ષાનો અમલ જાહેર પ્રજા સમક્ષ, આમ વર્ગમાં, દાખ બેસાડવા કરતો. એ બહાદૂર હતો, દ્વારસમુદ્ર, મઆબીર, કંપીલા, લક્નોટી, ચિતાગાઁગ, સૂનરગામ અને ઉમાનના સમુદ્ર સુધીનો આખો કર્ણાટક મુલ્ક એણે જીત્યા હતાં. ત્રાંબા તથા કાગળનું ચલણ એણે દાખલ કર્યું. ગીરનાર પર ચઢાઈ લઈ જતાં ગોંડળમાં બારનીએ તત્ત્વજ્ઞાની સુલ્તાનને રાજ્યભારથી છૂટા થવા કહ્યું. મહમદ તઘુલખના મગજમાં વૈરાગ્યની વાત ના ઉતરી. ગોંડલમાં ટુંક બીમારી ભોગવી સારો થઈ સિંધના રાજવી સુમરાને શાસન કરવા ઠુટ્ટા (Tutta) ગયો જ્યાં એ મરણ પામ્યો. નાટકમાં આવતાં એના દરબારીઓનાં નામ મુસ્લિમ તવારીખને આધારે છે.

## ચિત્રો

રાણા હમીરસિંહનું ચિત્ર મૂકવા મને ઇચ્છા હતી. પરંતુ કુંભારાણા પહેલાના સમયની ચિત્રકૃતિ કાલ્પનિક છે એમ મને મહામહોપાધ્યાય ગૌરીશંકરજી તરફથી ખબર મળી. તેથી ચિતોડગઢ તથા તેમાં નઝરે પડતા કુંભારાણાએ માળવામાં બાદશાહને શિકસ્ત આપી બંધાવેલો કીર્તિસ્તંભ પુનરુદ્ધારના પ્રસંગને અનુરૂપ સમજી મેં આપ્યાં છે હમીરનો વિજય એજ કીર્તિસ્તંભનું મૂળભૂત કારણ છે એ સહજ સમજાય એવું છે. પૂર્વજો જે પ્રશંસા લાયક કામ કરે છે તે યશસ્વી કામને ચિરંજીવી રાખવા તેના વંશજો ક્યાં નથી પ્રેરાતા?

આ લખાણુ પરથી સમજી શકાશે કે આ નાટકનો મુખ્ય આધાર ટૉડ રાજસ્થાન, સી. એચ. પેનનો રાજસ્થાનનો સંક્ષિપ્ત સાર, ઇલિઅટ, બ્રિગ્ઝફેરીશતા અને એલ્ફિન્સ્ટનનો ઇતિહાસ છે. બીજો આધાર ગૌણ છે.

આ ઇતિહાસપૂરતું નિવેદન તેનો લાભ કોઈ વધારે ઉત્સુક અભ્યાસી લે તે માટે છે.

રસ્તામાં જતા હોઇએ અને કોઈ વહાલભર્યા સૌજન્યથી કાકા કહી સંબોધે તો ઘડીભર પ્રમાદ આવે છે; અને ભત્રીજા આઘાના હોય પણ સારૂં નામ કાઢે તો તે પાસેના છે એમ કહેવા મન લલચાય છે. એ ભત્રીજાએ, ઉગતા છતાં ગુજરાતમાં પ્રસિદ્ધિ પામેલા યુવાન લેખકે, જ્યોતીન્દ્રે આ નાટકની શરૂઆત પોતાની કૃતિથી કરી; વયોવૃદ્ધ સાક્ષર શિરોમણિએ અંતમાં 'ધન્ય, ધન્ય' લખવા કહી એની પૂર્તિ કરી. વધુ અંતરાય નહીં કરૂં.

**ગરવી ગુજરાત ! ભારત નવચેતનની અધિષ્ઠાત્રિ !** પુનરુદ્ધારના પાઠ તું ઉકેલ. એની સફળતા વા નિષ્ફલતા એ તો તારા અધિકારની વાત.

ભારત રવિનું પ્રભાત,
સંવત ૧૯૮૬ના શ્રાવણ વદ ૧ ( તા. ૧૦–૮–૩૦ કર્તા.

**પરિશિષ્ટ** ૧૩૦૩ અ. ખિલજીએ ચિતોડ લીધું. હમીરસિંહની વય બાર વર્ષની; (ટૉડ) જન્મ ૧૨૯૧.

૧૩૦૬ અ. ખિલજીએ જેસલમેર લીધું દક્ષિણમાં ચઢાઇ. રામદેવની હાર.

૧૩૦૯ વરંગળમાં લડરદેવની હાર. હમીરસિંહનો મુંજા પર વિજય.*

૧૩૧૦ કર્ણાટકમાં બિલલદેવની હાર. કેલવાડામાં અજયસિંહનું મૃત્યુ. પોતાના પછી હમીરસિંહનો ગાદી વારસ નીમી હમીરસિંહને રાજ-તિલક.૧૩૧૧ દિલ્હીમાં મુગલોની કતલ. ૧૩૧૨કાફૂરે દેવગઢ લીધું.

૧૩૧૩–૧૬ મ. કાફૂરની રાજખટપટ. વડા શાહઝાદા ખિઝરખાનને કાફૂરની સલાહને વશ થઈ અમરોહામાં વદાય; એની મિલ્કત જપ્ત. અ. ખિલજી એશ આરામમાં મશગુલ. તબીઅતમાં બગાડો. કાફૂરની સલાહથી ખિઝરખાન અને શાદીખાન ગ્વાલીયરના કિલ્લામાં પરહેજ. બેગમ દિલ્હીમાં પરહેજ, અલપખાન અને નિઝામખાનને માતની શિક્ષા. (૧૩૧૫) દક્ષિણમાં બંડ. ચિતોડમાં બંડ. માંદગી ગંભીર અને અ. ખિલજીનું મૃત્યુ. (જાનેઆરી ૧૩૧૬, ૭ શવાલ ૭૧૫ હીજરી.)

૧૩૧૬–૨૧ દિલ્હીમાં રાજક્રાંતિ, ખટપટ, ઉમર (વય ૭) તખ્તપર, જાને. ૧૩૧૬. મ. કાફૂર વાલી તરીકે. ફેબ્રુઆરીમાં મ. કાફૂરનું ખૂન. મુબારક વાલી તરીકે. એપ્રિલ, ઉમરને આંધળો કર્યો. મુબારક તખ્ત પર બેઠો. ૧૩૧૮ ગુજરતની ચઢઈ ને

હરપાળની શિકસ્ત. ૧૩૧૯ મલેક આસુદ્દીનની, સુલ્તાન થવા પ્રપંચજાળ. ગુલામ મ. ખૂશરુએ પોતાના જ્ઞાતિજનો (૨૦૦૦૦) ગુજરાતથી દિલ્હી બોલાવ્યા. બાકીનો સમય મ. ખૂશરુની રાજખટપટ. કાઝી ઝિઆઉદ્દીન, મુબારકનો શિક્ષક, મ. ખૂશરુથી સાવધ રહેવા સુલ્તાનને ચેતાવે છે. ખૂશરુ સુલતાનને પોતાના ચેનચાળાથી વશ કરે છે. મ. ખૂશરુના કાકા મંડળન હાથે કાઝીનું ખૂન. મુબારકનું ખૂશરુને હાથે ખૂન.

*ચિતોડમાં—ગઢની આસપાસનો ઘણોખરો પ્રદેશ અજયસિંહ અને તેના પછી હમીરસિંહે હસ્તગત કર્યાથી, દિલ્હીથી મદદ મળવી અશક્ય હોવાથી માલદેવની ગભરામણ. હમીરસિંહને વિવાહ માટે શ્રીફળ; એમનું ગઢમાં આગમન. ગુપચુપ લગ્ન. વધુવર વદાય. ક્ષેત્રસિંહનો જન્મ. એક વર્ષ પછી બાધા મૂકાવવા રાણી ચિતોડમાં, માલદેવ માદ્રેરિયા, રાણીએ રાણાને ચિતોડમાં બોલાવ્યા. રાણી અને જલધરની તદબીરથી ચિતોડવાસીઓ હમીરના પક્ષમાં ભળી ગયા. માલદેવ પાછા ફરતાં ફટાકડાના અવાજથી તેનું સન્માન.

૧૩૨૧ મ ખૂશરુ (નસીરુદ્દીન) દિલ્હીના તખ્ત પર. બેગમ, શાહઝાદીઓની પોતાના કુટુંબમાં લહાણુ. પાંચ માસનો ભોગવટો. જીલ્પુટ (Jeelput) તરફ નાઠો. કબરમાં સંતાયો; મોત અને તમાંજ ચણાયો. તઘુલખ વંશની સ્થાપના. ગ્યાસુદ્દીન તઘુલખ.

૧૩૨૨ શાહઝાદા જુનાખાન—અલફખાન—મ. તઘુલખની વરંગળ પર ચઢાઈ. લડરદેવને હાથે શિકસ્ત. બે માસ પછી બીજી ચઢાઇ ને મહમદનો વિજય.

૧૩૨૩–૪ દિલ્હીનું નામ તઘુલખાબાદ પાડયું. રાજવ્યવસ્થા. સુલ્તાનની બંગાળ પર ચઢાઈ અને વિજય.

૧૩૨૫ ફેબ્રુઆરી. અફગાનપૂરમાં સત્કાર અને શામિયાનાનું શાહઝાદા તેમાંથી બહાર નીકળ્યા પછી તુટી પડવું. મ. તઘુલખ ગાદીએ.

૧૩૨૭ ચઘતાઈ સરદાર તુરમુશીનખાનની હિંદ પર ચઢાઈ. મ. તઘુલખ સંધિ કરવા વિનતિ કરે છે.

૧૩૨૮–૩૬ ચિતોડ* પાછું લેવાનો પાસો.

---

* (ચિતોડ સંબંધમાં રાજસ્થાનને આધારે) ૧૨૯૧ હમીર જન્મ, ૧૩૧૦ અજયસિંહનું મૃત્યુ અને હમીરસિંહ રાજગાદીએ. બાકીનો ભાગ સંજોગોને ધ્યાનમાં લઇ ઉપજાવ્યો છે.

# પુનરુદ્ધાર

## અંક ૧

### પ્રસ્તાવના

(નાન્દી)

(શાર્દૂલવિક્રીડિત)

જેના કુંજનિકુંજ રંગભરિયા રાસેવિલાસે લસ્યા,
જેના અદ્‌ભુત શૌર્યહાકલ વડે યુદ્ધાંગણો ગાજિયા;
જેના ત્યાગ અપૂર્વ રાજવી તણા આશ્ચર્ય રેલી રહ્યા,
જેનાં જ્ઞાનપીયૂષ શૂન્ય જગમાં ચૈતન્ય રેડી રહ્યાં;
આજે જે બની દીન હીન, વસમી પાશે ફસાઈ પડી,
જાણે કે દુખથી ઢળી પુરવનાં સ્વપ્નો નિહાળી રહી;
જાગો એ જનની ફરી જગતમાં નિશ્ચેષ્ટતા આ હરો,
ને એ રાગ-વિરાગ-જ્ઞાન-રસનાં સૌ સિદ્ધ સ્વપ્નો કરો!

**નટી**—નાથ, આજે કંઈ એકલા એકલા અતિ ઉલ્લાસમાં આવી ગયા છો? મારા વગર ઉણપ નથી લાગતી?

**સૂત્રધાર**—તમારી ભાગીદારી વિનાનાં ઉલ્લાસ સદાય અધૂરાં. સારૂં થયું તમે આવી પહોંચ્યાં. આજે આ રંગભૂમિ પર વીરકેસરી રાણા હમીરસિંહે, સુલ્તાન અલાઉદ્દીન ખીલજીના સુબા માલદેવને થાપ આપી, દીલ્હીના તઘલખ બાદશાહને શિકસ્ત દઈ બાપા રાવળની કીર્તિ ઉજ્જવળ કરી, ચિતોડનો પુનરુદ્ધાર કર્યો તેનાં યશોગાન ગાવાં છે, એટલે મારૂં હૃદય આનંદથી છલકાઈ જાય છે.

**નટી**—નાથ, હિંદના ઇતિહાસમાં એવા વીરતાના પ્રસંગોનો ક્યાં ટોટો છે?

**સૂત્રધાર**—તે ખરૂં. પરંતુ આપણને શીખવવામાં આવતા ઇતિહાસોમાં આપણા વિજયોને લગતા વિષયોનો પૂરો ઉલ્લેખ કરતાં ઇતિહાસકારોને

રાઢીઓ તાવ આવે છે. સિકંદરે પોરસને હરાવ્યો એ પાઠ ઇતિહાસની ગળથુથીમાં શીખવવામાં આવે છે. પણ ગ્રીક સૈન્ય પારાવાર થાકી ગયું, તેથી વિજયનો પૂરો લાભ લીધા વગર સિકંદરને પાછા જવું પડયું તથા એની પછી આવેલો 'સેલ્યુકસ નિકેટર (વિજયી સેલ્યુકસ) કોઈ હિંદુ રાજા સામે ના થવાથી સિંધુના પ્રદેશમાં ઘુસી ગયો તેને મગધના મૌર્યવંશી ચંદ્રગુપ્તે શિકસ્ત આપી, સંધિમાં કાબુલ, હેરાત, કંદહારના પરગણાં તેને મગધાધીશને આપવાં પડ્યાં, તથા પોતાની એક કન્યા મગધાધીશના કુટુંબમાં આપી તેમની જોડે સંબંધ બાંધ્યો એ કેટલા જાણે છે? ચંદ્રગુપ્તના પરાક્રમોનાં પાનાં પણ કેટલાએ ઉકેલ્યાં છે? પ્રિયે, જે પ્રજાના ઇતિહાસ નમાલા તેની પ્રજા વીર્યહીન, શૌર્યહીન અને માવડીમુખી રહે.

**નટી**—નાથ, ઇતિહાસ એટલે તો સત્યનોજ પ્રકાશ હોય કેની?

**સૂત્રધાર**—ગાંડી રે ગાંડી! એ ઇતિહાસકારની ફરજ. પણ જગતમાં કેટલી યે ફરજો અદા નથી થતી તેમ ઇતિહાસકાર પોતાની અદા ન કરે તો તેને કંઈ શૂળીએ ચઢાવાય?

**નટી**—ત્યારે એ તો આપણો દોષ. સત્યનું શોધન જાતે ના કરતાં બીજાના પર આશા રાખીએ પછી નસીબમાં છાલાં કુચાં જ તો. એમના પોતાના દેશના ઇતિહાસમાં તો સત્યને જ અવકાશ મળતો હશે, નહીં વારૂ?

**સૂત્રધાર**—તું તો સાવ ભોળી જ છે. એમજ હોય તો લડાઈમાં સખત હાર ખાધા પછી બહાદૂરીથી પાછા હઠવાનું લખવું પડે ખરૂં?

**નટી**—આતો મોટો અન્યાય કહેવાય. ત્યારે આજનાં આ નાટક માટે આર્ય પ્રજા કોને ઋણી છે?

**સૂત્રધાર**—ઇતિહાસના રસિયા એ મહાપુરુષ ટૅાડનું નામ જાણે છે. મારૂં ચાલે તો આપણી પ્રત્યેક શાળામાં એ વિરલ પુરુષનું એક બાવલું મૂકાવું અને એણે લખેલા ઇતિહાસનું શિક્ષણ આપણી નાની મોટી દરેક શાળામાં ફરજીઆત કરાવું. પ્રિયે! ભૂતકાળને પિછાની માત્ર તેનાજ પ્રમાદમાં ના તણાતાં તેને વર્તમાન સાથે ઓતપ્રોત કરી ભૂતકાળને ભૂલાવે એવું ભવિષ્ય ઝળકતું કરવાની ભારતને જરૂર છે. પ્રિયે! જરા લંબાણ થયું. પ્રેક્ષકવર્ગ રાણા હમીરસિંહનું જીવન જાણવા ઉત્સુક થઈ ગયો છે, તો ચાલો.

(બંને જાય છે.)

# પ્રવેશ ૧

**સ્થળ**—કેલવાડાના વનપ્રદેશની એક ઝાડી.

**પાત્ર**—દેશળ, રણુભા, પાછળથી હમીરસિંહ, માલદેવનો દૂત, બ્રહ્મભટ્ટ અને દરબારીઓ.

ગીચોગીચ ઝાડીથી છવાઈ રહેલી ડુંગરોની ટુંક. પક્ષીઓ કીલકીલાટ કરે છે, અવાર નવાર જંગલી પ્રાણીઓની ગર્જના સાધારણ મનુષ્યને ગભરાવી નાખે એવી કાને પડે છે. એક ટુંક ઉપર બે ભીલ નાયકો, એક વૃદ્ધ અને બીજો વીસ વર્ષનો ઉગતો યુવાન વાત કરતા બેઠા છે. તેમની કમ્મરે તલવાર લટકી રહી છે, જમીન પર બે ભાલા પડેલા છે.

એ ટુંકથી થોડે દૂર ચિતોડકુળદીપક હમીરસિંહ શસ્ત્ર સજી બેઠા છે, બાજુમાં એક રણશિંગડું પડયું છે, કમ્મરે તલવાર ઝુકી રહી છે, પીઠ ઉપર ઢાલ છે તથા ભાથામાં તીર ભર્યાં છે. એમનું બદન ધનુષ્યથી શોભી રહ્યું છે.

બ્રહ્મભટ્ટે મેવાડી ઢબની પાઘડી તથા ધોતીઉં ને અંગરખું પહેર્યાં છે, હાથમાં સોનાનો થાળ તેમાં કંકુ, ગુલાબ તથા સુવર્ણ શ્રીફળ છે.

**દેશળ**—રણુભા! ખરૂં કહું? કેલવાડાના વનપ્રદેશ તરફ નઝર કરૂં છું ચિતોડની પરતંત્રતાના ભણકારા વાગે છે, વૃક્ષોનાં પાનને હાલતાં જોઉં છું તલવાર ચમકાવવા હાથમાં સળવળાટ થાય છે; પાણીનાં ઝરણાં જોઉં છું દુશ્મનોએ વિના વાંકે વહેવરાવેલી રક્તની નદીનું, મારા બંધુઓનું વેર લેવાનું સ્મરણ કરાવે છે; ગિરિ શિખરો પર નઝર નાંખું છું ગગનને ઈર્ષ્યા કરાવે એવા ચિતોડના અધઃપાતથી હૃદય ફાટી જાય છે, મસ્તક કહ્યું કરતું નથી. (તલવાર પર હાથ મૂકે છે) પાન, પાણી, પહાડ, પત્થર, અરે કાંકરે કાંકરે, પૃથ્વીની રજેરજે, હવાના શ્વાસોચ્છ્વાસમાં પરતંત્રતાની ઝુંસરીના ધ્વનિ નીકળે છે. એવા જીવન કરતાં તો મોત સો દરજ્જે સારૂં. ચિતોડની આસપાસના પ્રદેશો રાણાજીએ હસ્તગત કર્યા પણ આ યુવકપ્રવાહની છોળને અટકાવવામાં ડહાપણ નથી.

**રણુભા**—દેશળ, રાણાજીની ધ્યાન બહાર એ વાત નથી: પડોશી રાજારજવાડાઓને બાદશાહ સામે ટક્કર ઝીલવા, એક થવા એમણે સંદેશો

મોકલ્યો પણ એ તેઓને રુચતું નથી. માલદેવ સ્વતંત્ર થઈ ચિતોડની ગાદી ભોગવે તેની તેમને ઈર્ષ્યા નથી. તેને સંધિનું કહેણ મોકલ્યું, રાણાજીની હુકૂમત તળે વંશપરંપરા માટે કેટલોક પ્રદેશ આપવા સૂચના કરી તે એને પસંદ પડયું નહીં. બાદશાહના પ્રતીનીધિ તરીકે એ ચિતોડની ગાદી શોભાવે, એ વિચાર માત્ર રાણાજીથી સહન થઈ શકતો નથી. પરદેશીનો પ્રતિનિધિ એટલે પરતંત્રતાની પ્રતિમા. પૂતળી જે કહો તે. એની કૃપાથી મળેલી સત્તાના ભોગવટામાં ફુલણપણું શા કામનું ?

**દેશળ**—હતભાગી ભારત. માલદેવજીને કોણ જઇ સમજાવે કે અત્યારે તો બાદશાહ મદારી ને તું એનો વાનર. ફાવશે ત્યાં સુધી ફાવે તેમ તને નચાવશે, તારા દેશબંધુઓ સામે તને બઝાડશે, એની મોરલી પર તને નાગની માફક ડોલાવશે. તું કુંહાડા મારવા ગયો, બળવત્તર થવા તેં પ્રયાસ કર્યો કે એકજ ઝાપટથી તને ગરદનમાંથી પકડી ઝોળીમાં મૂકી દેશે. જગતને નીરખવા જેટલો સમય પણ તને આપશે નહીં. એ રહેશે ત્યાં સુધી ફોલાશે તેટલું ફોલી ખાશે, તે જશે એટલે તેને સ્થાને તમારા માંહોમાહેના કુસંપને અંગે બીજો બળવત્તર પગપેસારો કરશે. પોતાના પગ ઉપર ઉભા રહેવાની શક્તિ નથી અને ભાઈઓ જોડે ઐકય સાધવાની પરવા નથી. પોતાનાની હુકૂમતથી તેનાં આધિપત્ય અને કીર્તિથી બળ્યા બળ્યા થાઓ છો અને પારકાની ગોદમાં ભરાઇ તેનાં ફરમાન માથે ચઢાવી શકો છો. આપસઆપસનાં ન્યાય તેને સોંપશો તો તે સમય આવે તમારા બન્નેનું હઝમ કરી જશે.

**રણુભા**—ખરી કહી. રાઠોડ ઘોરીની ગોદમાં ભરાયો, પૃથ્વીપતિનું પતન થયું, રાઠોડનું નામનિશાન રહ્યું નહીં.

**દેશળ**—પણ ભા ! મોંએ માગે સ્વતંત્રતા સાંપડે એવું જગતના ઇતિહાસને પાને કોઈ દી ભાળ્યું છે ? હાથમાં આવેલું કોઈએ રાજીખૂશીથી પાછું વાળ્યું છે ?

**રણુભા**—દેશળ, આકળા ન થાઓ. બાપુ મળે પછી વાત. ચાલો એમને મળીએ.

( રણુભા અને દેશળ રાણુાની શોધમાં નીકળે છે. )

( કેલવાડાની બીજી ટુંક પર )—

**હમીરસિંહ**—રણુભા ક્યાં ગયા ? એ વીર અને એના સાથીઓને લઇ દુર્ગપર ચઢાઈ લઇ ગયેજ હવે તો છુટકો. મારો એ નિશ્ચય એમને જણાવી દઉં. ક્યાં તો મોત કે ક્યાં તો જન્મભૂમિનું સ્વાતંત્ર્ય. ચિતોડનો પુનરુદ્ધાર એજ મારો મંત્ર.

(કાન માંડે છે) અશ્વોના દાબડાનો અવાજ આ તરફ એકાએક ક્યાંથી ? અશ્વને વેગથી દોડાવતા સૈનિકો આવતા હોય એમ લાગે છે. જોડે ગજસિંહ છે. ( ઘોડેસ્વારો અશ્વ ઉપરથી ઉતરી નમન કરી ' શિશોદીઆ કુલદિપકનો જય થાઓ ' એમ ઉચ્ચારે છે.)

" આ તરફ કેમ આગમન થયું ? '

" વીર કેસરી ! હું ચિતોડાધિકારી માલદેવજીનો દૂત છું, આ ભાઈ રાજગોર છે " ( દૂત એક કુંકુમપત્ર આપે છે. )

**હમીરસિંહ**—ગજસિંહ, આ બે મહેમાનો માટે ઉતારાની વ્યવસ્થા કરો. તમારી જોડે એમને તેડી જાઓ."

( નમન કરી બધા વિદાય લે છે હમીરસિંહ પત્ર વાંચી સ્વગત )

"માલદેવ સંધિ કરવા માંગે છે અને મને જામાત્ર તરીકે સ્વીકારવા રાજગોર સાથે શ્રીફળ મોકલ્યું છે. શું કરવું ? સ્વભાવનો એવો સરળ માણસ નથી કે સંધિનું કહેણ મોકલે. કંઈ દાવપેચ જરૂર રમવાનો. હરકત નહીં; એ મસે દુર્ગમાં જવાનું સાહસ ખેડવું તે વધારે સારૂં છે. હું ચિતોડના વિચારમાં હતો તેજ શ્રીફળના શુકન થયા. શ્રીએકલિંગજીનો જય. લાવ, મારા ભાઈઓને ભેગા કરી તેમનો અભિપ્રાય લઉં. (રણશિંગડું ફૂંકે છે, ભીલ સરદારો પોતાનું કામ પડતું મૂકી ત્યાં આવી પહોંચે છે.)

~~રણુભા~~—રાયમલ્લજી, ભા કેમ ન આવ્યા ?

રણુભા ~~હમીર~~—ખમા અન્નદાતાને, હું હાઝર છું. દેશળ અને હું આપની શોધમાં હતા ત્યાં આપની સંજ્ઞાના સાદ સાંભળ્યા. બાપુ, આજે આમ એકાએક અમને કેમ બોલાવવા પડ્યા ?

**હમીર**—ચિતોડગઢથી બાદશાહના સૂબા માલદેવે સંધિપત્ર મોકલ્યો છે. વિશેષમાં તેઓ પોતાની કન્યાને મારી વેરે વરાવવા માગે છે માટે શ્રીફળ મોકલ્યું છે.

**રણુભા**—બાપુ, અન્ન તેવા ઓડકાર. હું તો વૃદ્ધ એટલે મને તો સંધિમાં વિશ્વાસ આવે જ નહીં. જરૂર કંઈ દગો રમવાનો જ. કાં, માનસિંહજી તમે બોલોને.

**માનસિંહ**—ચિતોડની આસપાસનો બધો પ્રદેશ આપણા કબ્જામાં આવી ગયો છે એ સમાચારથી અલાઉદ્દીન મૃત્યુ વશ થયો. દિલ્હીથી માલદેવજીને નવી મદદ આવી શકે એમ નથી એટલે એમણે કપટજાળ પાથરવા વિચાર કર્યો હોય એ વધારે સંભવિત છે.

**રાયમલ્લ**—બાદશાહને પગલે તેમના સૂબા ચાલે એમાં નવાઈ શી? સૂબાગીરી નથી નીભાવાતી કે નથી છોડાતી એટલે આમ દાવ નાખે છે.

**દેશળ**—આપણી પાસે તો એક ઘાના બે ટુકડા. એ સમયનો લાભ લેવા માંગે છે તે આપવો નહીં. વિજયથી ઉમંગમાં આવેલા સૈનિકોને લઈ ચિતોડગઢને સર કરવા ચઢી જવું.

**હમીર**—દેશળ, ચિતોડની ભૂમિના દર્શન એ લાભ અલભ્ય છે.

**દેશળ**—બાપુ, એ લાભ નથી, પાછા પડવાના પડઘા છે. દર્શનથી દેશળ પ્રસન્ન નથી થતો. દેવ મળે તેમાં દર્શનની સફળતા છે.

**હમીર**—તમારી મંત્રણા સમજાઇ. સંધિ તેમજ શ્રીફળ ના સ્વીકારવાં. બંધુઓ, હું રાજપુત્ર છું. શ્રીફળ હું ના સ્વીકારૂં તો બે દોષને પાત્ર થાઉં. રજપુતના કુળાચારથી એ વિરુદ્ધ છે વળી આજ સુધી આપણે જે વીરતા દાખવી છે તેના પર પાણી ફરી જવાનો સંભવ છે. જગતને મોંએ કંઇ ઢાંકણ નથી; તે તો જરૂર જ કહેશે કે સામે આવેલી કન્યાનું પાણિ ગ્રહણ કરવાની હીંમત ના દાખવી શકયા. મારો નિશ્ચય તો એજ કે શ્રીફળ સ્વીકારી લેવું. એ મસે આપણે ગઢમાં દાખલ થઇશું. એની અંતરવ્યવસ્થાનો અભ્યાસ કરવા આપણને અવકાશ મળશે. કંઇ આંખે પાટા બાંધી આપણે

જવાના નથી. કપટજાળમાં ન ફસાઈએ તે માટે સાવધ રહેશું, મિત્ર થઇ રહેશે મિત્ર બની રહીશું. દગો રમવા જશે, આપણે એની તદબીરો ઉથલાવી નાંખશું.

(બધા ગર્જના કરે છે) "અન્નદાતાનો જય થાઓ."

**હમીર**—( અનુચરને ) ચિતોડગઢથી દૂત આવેલો છે તેને અહીં હાઝર કર.

અનુચર—" ખમા અન્નદાતાને " ( નમન કરી ચાલ્યો જાય છે. માલદેવનો દૂત આવી નમન કરે છે. )

**હમીર**—શ્રીફળનો હું સ્વીકાર કરૂં છું. માલદેવજીને કહેજો કે હું કર્તવ્યભુખ્યો છું, શબ્દનો ભુખ્યો નથી. કામ સંપૂર્ણ થયા પછી એમનો આભાર માનીશ.

દૂત ( નમન કરી )—" બાપુનો જય થાઓ " ( દૂત જઈ બ્રહ્મભટ્ટને બોલાવી લાવે છે બ્રહ્મભટ્ટ સોનાનાં થાળામાં શ્રીફળ અને કંકુ લઈ મંત્ર ભણતો ભણતો કંકુ છાંટતો છાંટતો આવે છે આશીર્વાદના મંત્રોચ્ચાર કરે છે. હમીરસિંહના ઓવારણાં લઈ ચાંલ્લો કરી શ્રીફળ આપે છે. )

બ્રહ્મભટ્ટ ( દૂતને કાનમાં છતાં મોટેથી )—આ બ્રાહ્મણ માટે ભલામણ કરજે; તે વગર અરજી નકામી જશે. ભલામણ વગરની બ્રાહ્મણની અરજીને કોઈ સ્વીકારતું નથી.

**હમીર**—મહારાજ, આપનું નામ ?

**બ્રહ્મભટ્ટ**—બ્રહ્મભટ્ટ અન્નદાતાનો જય થાઓ.

**હમીર**—બ્રહ્મનું ચિંતન કરો છો કે ભ્રમમાં પડ્યા રહો છો !

**બ્રહ્મભટ્ટ**—બાપુ બ્રહ્માંડનું ચિંતન કરૂં છું. કહે છે કે તે લાડુના જેવું ગોળ છે, ગતિમાન છે અને તેનો છેડો નથી. સોમરસ તો હવે મળતોજ નથી એટલે વિજયા લઉં છું, ત્યારે તેનું સત્ય સમજાય છે. ( માલદેવે શ્રીફળ મોકલ્યું છે તેનો વિચાર આવતાં ) જગત પણ બગડી ગયું છે તેથી તેનો પણ વિચાર કરૂં છું.

**હમીર**—જયમલ્લજી, આ બ્રાહ્મણને એક વર્ષ સુધી મિષ્ટાન્ન મળે એવો પ્રબંધ કરો. બન્નેને સરપાવ આપો.

(હમીરસિંહ બ્રહ્મભટ્ટને ગળામાંથી એક હાર કાઢી આપે છે.)

**બ્રહ્મભટ્ટ**—અન્નદાતા, ઘણું જીવો (દૂતને) જોયું ગૌબ્રાહ્મણ પ્રતિપાળ તે આનું નામ બાકી હવે તો અમારૂં પણ ચંદન કરી જાય એવા વીરો પાકે છે.

**હમીર**—ભટ્ટજી, તમે વિદ્યાને વિસારી નહીં મૂકો, કર્તવ્યથી વિમુખ નહીં થાઓ તો તમારૂં બ્રાહ્મણપણું અખંડિત રહેશે અને યજમાનો તમારો સત્કાર કરશે. તમે અજ્ઞાન અને આળસમાં મચ્યા રહેશો તો અપકીર્તિ અને અપમાન પામશો.

**બ્રહ્મભટ્ટ**—ખરી વાત, મહારાજ. હું માલદેવજીને જરૂર નિવેદન કરીશ કે પાઠશાળાઓ સ્થાપી જેની ગળથુથીમાં વિદ્યાનો વાસ છે તે ભૂલ્યા હોય તેને ફરીથી ગણાવો, તેને યોગ્ય વિદ્યાદાન આપો.

**હમીર**—ભટ્ટજી તમે આજે અહીં જ રોકાઈ જાઓ. પ્રાતઃકાળે તમે અહીંથી રવાના થાઓ એવો બંદોબસ્ત થઈ જશે. મારા એક સરદાર તમારી જોડે આવશે તેને અમારો ઉતારો બતાવી દેશો.

**બ્રહ્મભટ્ટ**—ખમા અન્નદાતાને.

**હમીર**—માનસિંહ, જાનની સર્વ તૈયારી તમે કરી નાખો. હું એકાંત ચાહું છું. (બધા નમન કરી ચાલવા માંડે છે.) ભા, તમે ઉભા રહો મારે તમારી સાથે ગુપ્ત મંત્રણા કરવી છે, રાયમલ્લ તમે પણ આવો.

**હમીર**—ભા રાયમલ્લને પેલા ભટ્ટજી જોડે ગઢમાં કાલે મોકલવા વિચાર છે. રાયમલ્લ ! ગઢમાં જઈ ત્યાંના રગ રાગનો તમે અભ્યાસ કરજો. તમે ચતુર છો તેથી આ કામ તમને સુપ્રત કરૂં છું.

**રગુભા**—અન્નદાતાએ ખૂબ કીધી. હું સમજ્યો. રાયમલ્લજી કંઈ કંઈ ઢોંગધતુરા કરી શકે એમ છે. આપણા જતાં પહેલાં એઓ સર્વ વસ્તુથી વાકેફ થશે, ગઢની ગલીકુંચીઓથી પાવરધા થઇ જશે.

**રાયમલ્લ**—આપુએ સોંપેલું કામ હું પાર ઉતારીશ; ભટ્ટજી બોલ-કણા છે તેની પાસેથી ગર કાઢીશ.

**હમીર**—ભટ્ટજી દેખાય છે તેવા ભલાભોળા નથી. સંભાળીને કામ લેજો. લાડુની વાતો કરે છે તેથી ભૂલાવામાં ના પડતા.

**રાયમલ્લ**—મહાદેવજીની માયાના ભક્ત છે એટલે વાંધો નહીં આવે.

# પ્રવેશ ૨

**સ્થળ:**—ચિતોડ, હંસાનો નિવાસ.

**પાત્ર:**—હંસા ભાનુમતી અને વનવીર.

સાદું સફેદ વસ્ત્ર, ગળામાં મોતીની માળા, હાથમાં બબ્બે રત્નજડિત બંગડી પહેરી, વીણા વગાડતી હંસાકુમારી સંગીત લલકારે છે.

## ગાયન

( **ધીર સમીરે યમુનાતીરે**—એ અષ્ટપદીના ગીતનો રાહ )

કુંજ નિકુંજે કુસુમિત પુંજે મધુકર રસભર ગુંજે,
ક્યાંહી છૂપીને મધુરસ પીને કોકિલ કોમલ કૂજે;
મન્દ વહન્તો નૃત્ય કરંતો સમીરણ બંસી બજાવે,
ડોલી ડોલી હઈયું ખોલી જલધિ ગાન ગજાવે.
રજનિહૃદયે હિમકરઉદયે કોડ અનેરા જાગે,
આજ વસન્તે રાસ અનન્તે ખેલે સૃષ્ટિ રાગે;
તો કાં સખી ! તું કરી મુખ ફીકું રાગ કરુણ અલાપે ?
ઘેરી છાયા શોક તણી આ તુજ ઉરે કાં વ્યાપે ?

**ભાનુમતી**—( તે સાંભળીને )—કેવી રમ્ય મૂર્તિ ! હાથમાં વીણા સાથે તો સાક્ષાત શારદા જેવી જ લાગે છે. એનાં ભાગ્ય નરકેસરી હમીરસિંહ સાથે જોડાયાં હોત તો જોડી કેવી શોભતે ! ખરેખર પરમાત્માને ન્યાય નથી ગમતો.

**વનવીર**—( તે સાંભળીને )—ભાનુ, ભારતે દરેક ઘટનામાં સંતોષ માણી લીધો છે. ગયા જન્મનાં પુણ્યપાપ જોડે આ ઘટનાને સાંધી પ્રભુને ન્યાયી કલ્પ્યો છે.

**ભાનુ**—પરમાત્મા આ મસે બોધ આપવા, જગતને સુધારવા વાંછના રાખતો હશે પણ એનો એ પ્રયોગ નિષ્ફળ છે. ગયા જન્મના સંભારણા તાદૃશ થયા વગરનો ન્યાય પૂરો વિશ્વાસ પાત્રતો નજ લેખાય એ સંભારણા હોય તો સુધારણા પણ સંભવે. આતો દુઃખીને યત્ કિંચિત્ દિલાસો ઘડીભર થઈ રહે પછી પાછા બધા જ્યાં ના ત્યાં.

**વનવીર**—મનુષ્ય સ્વભાવ એટલે જ નિર્બળતા–અસ્થિરતા.

**હંસા**—(વીણાના સૂર મેળવવામાં તન્મય થઈ ગયલી તે વનવીર અને ભાનુને જોતાં) ‘ કેમ ભાઈ ભાભી શું મોજ કરી રહ્યાં છો ? ’

**ભાનુ**—તમે વીણા જોડે વાદ કરી રહ્યાં હતાં, અમારા તપ અધૂરાં એટલે અમે નકામા તડાકા મારતા હતા.

**હંસા**—ભાઈને એવી ફુરસદ મળે છે ખરી ? એતો જ્યારે જોઇએ ત્યારે કંઈને કંઈ યોજના ઘડતો. એનું ચાલે તો જગતનું રાજ્ય લઇલે.’

**વનવીર**—બહેન ભૂલી મારે રાજ્યની વાંછના નથી, ભારત પરતંત્ર છે તે નથી ખમાતું.

**હંસા**—એતો કોને ના સાલે ?

**ભાનુ**—હંસા બહેન તમે ભૂલો છો. ભારત હૈયાસૂનું છે. દિલ્લીપાતે પૃથ્વીરાજનાં પતન થયાંને ત્રણસો વર્ષ થયાં હજી સુધી તો કોઈને એ વિચાર સ્ફુર્યો નથી. ભારતને કાયરતાના રંગ ચઢ્યા છે તે ક્યારે ધોવાશે તે કોને ખબર ?

**હંસા**—આશાનું એક કિરણ છે. સૂર્યવંશી હમીરસિંહની વીરતાનાં વખાણ આબાલવૃદ્ધ સૌ કોને મોંએ સંભળાય છે.

**વનવીર**—હંસા ખરૂં છે. ( એકાએક કંઈ વિચાર સ્ફુર્યો હોય તેમ જતાં જતાં ધીરેથી ચાલવા માંડે છે ) બસ એકજ દૃષ્ટિ. ચિતોડ સ્વતંત્ર થાય તોજ ભારતની સ્વતંત્રતા સંભવે. હમીરસિંહનો વિજય એજ મારૂં ધ્યેય.

**હંસા**—ભાભી જોયું, કંઈ ધૂન આવી અને ભાઈ અધવચ જતા રહ્યા. પિતાજી જોડે વાદમાં ઉતરી કોઇવાર એવું વેતરી મૂકે છે કે ના પૂછો વાત. કાલેજ મોટાભાઈ વનવીરભાઈને સમજાવવા મને સૂચન કરતા હતા.

**ભાનુ**—સસરાજી પરતંત્રતા પોષે છે એ એમનાથી નથી ખમાતું. હમણાંજ તમે કહી ગયાં કે પરતંત્રતા કોને ના સાલે ?

**હંસા**—ભાઈનો પક્ષપાત કરતાં ઠીક આવડે છે.

**ભાનુ**—એ ના આવડે તે ખોટું. હંસા બહેન રજા છે ? હું જઈશ તમને વિક્ષેપ આવે તે ઠીક નહીં.

**હંસા**—બધી ભાભીઓ આવી પરમાર્થી હોય તો સંસાર સોહામણો લાગે.

**ભાનુ**—હું નિવાસમાં નથી જતી. તમારા ભાઈ તો બ્રહ્મભટ્ટની શોધમાં નીકળ્યા છે. બે દિવસ થયાં એમનો પત્તો નથી.

## પ્રવેશ ૩

**સ્થળ**:—ચિતોડ, વનવીરનું નિવાસસ્થાન.

**પાત્ર**:—બ્રહ્મભટ્ટ અને વનવીર. ઉદ્યાનમાં પાછળથી માલદેવ.

બ્રહ્મભટ્ટને કપાળે ભસ્મત્રિપુંડ તથા ચાંલ્લો છે, ગળામાં ભેટમાં મળેલો સોનાનો હાર છે. માલદેવના કુંવર વનવીરે લીલો રેશમનો પાયજામો તથા સફેદ લાંબું પહેરન પહેર્યું છે. એના ખંડની દિવાલ અસ્ત્રશસ્ત્રથી ઢંકાયલી છે. એના નિવાસની બાજુમાં એક ઉદ્યાન છે, ઉદ્યાનમાં જાઇ, જુઈ, ચમેલી, મોગરાના છોડ છે.

**બ્રહ્મભટ્ટ**—(લલકારતો) આ સીધાંપાણીનાં તો થઇ ગયાં. સરપાવ પણ સારો મળ્યો પણ આ ઘટનામાં સેવકને સમજ પડી નહીં. પેટની પીડા આમ મટી ગઇ છે તો લાવો આપણે પણ કંઇ પરમાર્થનો વિચાર કરીએ. જવા દેની યાર. પરમાર્થ એટલે પારકી પંચાત. કોઇની પીડાની કેટલાને પડી છે ?

પરમાર્થમાં નથી અર્થ કાંઇ,
પારકી પંચાત એ,
પીડા વહેરી પારકી,
દુઃખી થવાની વાત એ;
નથી પેટ નાનું કૈં ઘડયું,
આ બ્રહ્મભટનું ઇશ્વરે,
પરમાર્થથી પૂરાય ના એ પેટ,
તો ભટ શું કરે ?

પણ ના, ના, મહારાજે વિવાહનું શ્રીફળ શા આધારે મોકલ્યું ? શ્રીફળ સ્વીકારાયું તેમાં તો કંઇ નવીનતા મને નથી લાગતી. મને કોઇ મોકલે તો હું પણ સ્વીકારૂં. મને તો પટેલાઇ કરતાં પરણવું વધારે સારૂં લાગે છે. સાઠ વર્ષનો ડોસો થાય અને બૈરી મરી જાય ત્યારે તે સમજે કે એ ઠાલું જીવન કેવું વ્યર્થ છે ઝિંદગીની શીશી વિટંબણાઓ છે અને પરણવા સિવાય બીજો આરો નથી તે પૂરૂં સમજાયાથી તે સમયે આકાશ પાતાળ એક કરી નાખી દસેક વર્ષની છોકરીને ગોદમાં લેવા પૈસાના કાંકરા કરી નાંખવા પડે છે. અરે ! પણ કુંવર આવી પહોંચ્યા દેખાય છે. પારકે ઘેર તડાકા હતા તે પેટના પડદા બધા ખુલી ગયા હતા અને પેટમાં ભાર થવાથી બુદ્ધિ જાડી થઇ ગઇ છે. કુંવર શ્રીફળનાં રહસ્ય સમજાવી શકશે.

**વનવીર**—મિત્ર શા વિચારમાં છો ?

**બ્રહ્મભટ્ટ**—પાચનશક્તિની કંઇ ગોળી મળે તો ગળી જાઉં. અજીરણ એટલું થયું છે કે ગોળી ગળવાની પણ હામ નથી.

**વનવીર**—અલ્યા એટલી તો જગ્યા રાખવી હતી ! જરા તો ઓછું ચાંપવું હતું. યજમાનની તો દયા ખાવી હતી ! બિચારાને ત્યાં ખુટી ગયું હશે.

**બ્રહ્મભટ્ટ**—કુંવરાં, સંભાળીને બોલજો હાં ! મારા યજમાનનું અપમાન ના કરતા. તેણે તો મને એક વર્ષ દિવસની ટાઢક વાળી દીધી છે.

**વનવીર**—ઓહો, ત્યારે તો કોઇ ગબ્બર માણસને સપાટામાં લીધો લાગે છે. એનું નામ તો કહો.

**બ્રહ્મભટ્ટ**—તમે પણ બ્રાહ્મણને ઠીક બનાવવા માગો છો ! તમે તો જાણે કંઇ જાણતાજ નથી ?

**વનવીર**—બ્રહ્મભટ્ટના સોગન.

**બ્રહ્મભટ્ટ**—જોઇ લો આતો પૂરેપૂરા પુણ્યાત્મા છે. ભાઇ, બ્રાહ્મણ તમારૂં શું ખાવા માગતો હતો? એ બિચારો ટકાનો ત્રણ શેર. બીજું બધું તો જાણે ઠીક પણ હું મરૂં તો મારી બુલબુલનું શું થાય ? ”

**વનવીર**—વળી બુલબુલ નામ ક્યારથી પાડ્યું ?

**બ્રહ્મભટ્ટ**—મુસલમાન સૈનિકોનો સહવાસ થયો ત્યારથી.

**વનવીર**—તું વેદપાઠી અગ્નિહોત્રી બ્રાહ્મણ થઈ સ્વભાષાનો ત્યાગ કરે, પર ભાષાના નામનો મોહ રાખે પછી બીજાઓ તેમ કરે તેમાં શી નવાઈ? માતૃભાષાનું ગૌરવ એમજ ઘસાતું જાય છે.

**બ્રહ્મભટ્ટ**—ભૂલ્યો બાપુ, હું તો મેનાજ કહીશ. તકલીફ પણ ઓછી, ટુંકું ને ટચ.

**વનવીર**—(બ્રહ્મભટ્ટના ગળાના હાર પર નઝર પડતાં)

બ્રહ્મભટ્ટ, આ રત્ન જડિત હાર કોનો તફડાવી માર્યો?

**બ્રહ્મભટ્ટ**—કુંવરાં, વિચારીને બોલજો હોં. શું ચોર બોર સમજો છો? તમારા વહેવાઈએ આપ્યો છે, વહેવાઇએ.

**વનવીર**—ભટ્ટજી આજે બેવડી ચઢાવી છે?

**બ્રહ્મભટ્ટ**—મેં કહ્યું કેની કે એક વર્ષની નિરાંત વળી ગઇ છે. રાયમલ્લજીએ જોયું કે મહારાજ ભાંગના શોખીન છે એટલે સીધામાં તેનો પણ સમાવેશ કરી દીધો છે.

**વનવીર**—રાયમલ્લજી કોણ?

**બ્રહ્મભટ્ટ**—તમારા વહેવાઈ હમીરસિંહના એક સરદાર.

**વનવીર**—(તલવાર પર હાથ મૂકે છે) બ્રહ્મભટ્ટ તારા સિવાય બીજો કોઈ અત્યારે હતે તો તેની જીભજ ખેંચી કાઢને, યાતો ભોંય ભેગો કરતે.

**બ્રહ્મભટ્ટ**—સત્ય બોલવા માટે? અધિકારના મદજ આવા. બાપુ ભાભી જોડે લઢીને તો નથી આવ્યા કેની? ચાલો હું જઇ ભાનુ બહેનને મળું અને સંધિ કરાવી આપું. (ચાલવા માંડે છે.)

**વનવીર**—ઉભો રહે ઉભો. ગમે તેમ લવારી કરી ચાલ્યા નથી જવાનું. તું શું આ સત્ય વાત કહે છે?

**બ્રહ્મભટ્ટ**—ભૂખ નથી લાગી હોતી છતાં મિષ્ટાન્ન દેખી જીવને વલોપાત થાય છે, જમવાનું કોઈ કહે કે પેટને પૂછ્યા વગર તરતજ લટી જાઉં છું એ સિવાય કંઇ પણ ખોટું કામ આજ સુધી આ બ્રાહ્મણે કર્યું છે? કહો

તો સોગન ખાઉં ? કોના ખાઉં ? હું તો મારી મેનાનો એકનો એક, તમે તો કુંવર.

**વનવીર**—હરિશ્ચંદ્રના અવતાર ! હવે ટાયલાં ઓછાં કર. મારે ખાવા સિવાય બીજી ઘણી ઉપાધિઓ છે.

**બ્રહ્મભટ્ટ**—મિત્ર ! મહારાજે મને શ્રીફળ લઇ કેલવાડા મુકામે હમીરસિંહના નિવાસ સ્થાનમાં મોકલ્યો હતો. શ્રીફળનો સ્વીકાર થયો છે અને (ગળાનો હાર બતાવી અને હાથેથી ગોળા વાળી) બ્રાહ્મણનો વિજય થયો છે.

**વનવીર**—અરે બામણા તું આ શું બકે છે ? તારી બુદ્ધિ તો નથી પરવારી ગઇ ?

**બ્રહ્મભટ્ટ**—હલકું લોહી બ્રાહ્મણનું. જમાનાનીજ તાસીર. કોઈને બ્રાહ્મણનું મોંજ નથી ગમતું. એમાં મારો શો કસૂર ? બુદ્ધિ માટે તો તમે આવ્યા ત્યારેજ પરખાવી દીધેલું કે જરા વધારે ચાંપ્યું છે એટલે પરવારી ગઈ છે. મને એ ઘટનામાં સમજ ના પડી એટલે આ સમાચાર નિવેદન કરવા તમારી શોધમાં હતો પણ તમે છો ઉતાવળીઆ. એક તડાકે કહું તો ભોંય ભેગો થાઉં. મધરાતે માલદેવજીનો હુકમ મળ્યો એટલે બહારો બહાર વિદાય લેવી પડી. બીચારી મેનાએ નકોડા કર્યા હશે.

**વનવીર**—અલ્યા સ્વપ્ન તો નથી આવ્યું ? ગાંડો તો નથી થયોને ? (વનવીર બ્રહ્મભટ્ટની પાસે જઈ તેની આંખ તપાસે છે.

**બ્રહ્મભટ્ટ**—આપણા બેમાં ગાંડો કોણ તેના વિચારમાં પડયો છું. બાપુ, ભાંગ તો હજી હવે લેવાની છે. કોઈને ત્યાં મહેમાન થઈ જઈએ ત્યાં જરા તો જીભને વશ રાખવી પડે. બે ગોળા વધારે ગબડાવાય પણ માયા તો રીતસર જ લેવી પડે. ગઢમાં પગ મૂકતાં જ હું આપની પાસે ચાલ્યો આવું છું. હમીરસિંહે એક સરદારને અમારી સાથે મોકલ્યો છે તેને અનુચર લઈ રાજગૃહમાં ગયો છે.

**વનવીર**—(શમશેર કાઢી) આ શો ગજબ ? પ્રપંચ ! દગો ! કપટ !

**બ્રહ્મભટ્ટ**—ખૂન–વેર–ઝેર બોલ્યા જાઓ.

**વનવીર**—પ્રાણ જતાં પણ હું એમ નહીં બનવા દઉં (હવામાં તલવાર ફેરવે છે.)

**બ્રહ્મભટ્ટ**—શું નહીં બનવા દો? બની ગયા પછી આ નકામા ઉભરા શા? ભાષણથી કંઈ અર્થ સરે! રજપુત એટલેજ આકળા. બાપુ, આ આપણા એમાં ગાંડું કોણ? અરે કુંવરાં, હવામાં તલવાર ફેરવો છો તે તમે ઘેલા દેખાઓ છો અને મને થરથરાટ છુટે છે, જીવ ગભરાઈ જાય છે. ખરી ચિંતા તો વર્ષના સીધાંની થાય છે કે તેનું શું થશે? બીજી ચિંતા મેનાની થાય છે. બાપુ, તલવાર મ્યાન કરો. તલવાર હવામાં ફેરવી એ તેમાં શો લાભ? ખોટી ટેવ પડી જશે અને કોઈ બિનગુનેહગાર અડફટમાં આવી જશે તેનો શિકાર થઈ જશે તો તમે તો સૂબાના કુંવરાં અને ચિતોડના સિપાહસાલાર તમને શિક્ષા પણ કેમ ફરમાવાય? ખરેખર રજપૂતો એટલે લોહી તરસ્યા.

**વનવીર** (અકળાઈને)—અને તમે બ્રાહ્મણો એટલે લાડુ ભુખ્યા. (વિચારગ્રસ્ત ઉભો રહે છે.)

**બ્રહ્મભટ્ટ**—તમારા કરતાં સારા. પૃથ્વી પર રક્ત વહેવડાવી તમે રજપૂતો તેને કાળમુખી કરો છો. અમે તેના પર કેળનાં પત્રાળાં માંડી ઘૃતનું પાન કરાવી હસમુખી કરીએ છીએ, અમૃતથી તેને ઠારીએ છીએ. ખરેખર બ્રાહ્મણો અને ધર્માચાર્યો ન હોય તો તમે પૃથ્વીનો પ્રલય જ લાવી મૂકો. બ્રાહ્મણો છે તો પૃથ્વી પર આટલીએ શાંતિ છે.

**વનવીર**—ચૂપ કર બકવાટ બંધ કર. આ હસવાનો પ્રસંગ નથી. ગંભીર થઈ જરા વિચાર કર્યો!

**બ્રહ્મભટ્ટ**—તેટલા માટે તો તમારી પાસે ધસી આવ્યો ત્યારે તમે તો આકળાઈ જઈ વિવાહનું વર્ણન કરવા મંડી પડ્યા. હું ગંભીરતાથી વિચાર કરી શકું તો પછી બાકી શું રહે? મારા જીવનમાં ગાંભીર્ય માટે જગ્યાજ નથી અને તેમાં રાજકારભાર કરતાં તમારા રાજકુટુંબના તંત્રોનો માર્ગ

બહુ વિકટ છે. તમારા એ કાવાદાવાની રમતોમાં આ બ્રાહ્મણને ગતાગમ નહીં. આપણી પાસે તો સીધી વાત (ગોળા ગબડાવવાની ચેષ્ટા કરીને) તે માટે જગ્યા પૂરતી છે છતાં કેટલીક વાર તે અપૂર્ણ લાગે છે. બાપુ, તમારૂં મગજ નહીં ચાલે. આજ્ઞા હોય તો ભાભીને બોલાવી લાવું. એ તમારૂં અર્ધું અંગ ચતુર અને વળી ગંભીર, તે કંઈ અજવાળું પાડી શકે.

**વનવીર**—જા બોલાવી લાવ. હું ઉદ્યાનમાં છું. બ્રહ્મભટ્ટ જાય છે.

**વનવીર** (સ્વગત)—પિતાજીની બુદ્ધિ દિન પ્રતિદિન મંદ થતી જાય છે. અંધતા જગતમાં ઘણી જાતની છે કામાંધ હોય તેનો કામ સંતોષાય તે ઘડીભર વિરમશે, ઢીલો થઇ જશે. મતાંધ હોય તેની મરજી મુજબ બે કામ થયાં તે સંતોષાશે. પણ આ ધર્માંધ અને અર્થાંધ નિર્જીવ વસ્તુઓ તેમજ પોતાના મતથી વિરુદ્ધ માની લીધેલાં જીવવાળાં પ્રાણીઓનો કચ્ચડઘાણ કેટલે સુધી કાઢી નાખશે તે સમજાતું નથી. સુલેહ અને શાંતિના કરારોનાં થોથાંનાં થોથાં ભરો પણ જ્યાં સુધી ભગવાન મનુષ્યની આ અંધતાને દૂર કરવાની જડીબુટ્ટી કાઢે નહિ ત્યાં સુધી સર્વ પ્રાણીઓમાં બુદ્ધિમાનની કોટિમાં મૂકાવવા માગતા મનુષ્યો મનુષ્યને ખાવામાં આનંદ માનશે અને હિંસક પ્રાણીઓ કરતાં પણ એમનું જીવન બદતર નિવડશે.

બ્રહ્મભટ્ટને આવતાં વાર લાગી, ભાનુ મળી નહીં હોય. ચાલ હું તેની પાસે જાઉં. પણ એટલું તો નક્કી જ કે બાપુની તદબીર હું ઉંધી વાળીશ. એ કોઇ પણ જાતનો દગો રમવા માગતા હશે તો હું હમીર-સિંહને ચેતાવી ભળી દઇશ.

**માલદેવ**—(છુપાઇ આ વિચાર જાણી લઇ એકાએક આવી)

વનવીર, ઉતાવળો ના થા. માલદેવની તદબીરો ઉંધી વાળનાર હજી સુધી કોઈ જનમ્યું નથી. તું મારો લાડકવાયો પુત્ર છે. તું મારી વિરુદ્ધ વર્તન ચલાવે એ ઠીક નહીં. હરિસિંહને લઇ મારા ભવનમાં આવ

# પ્રવેશ ૪

**સ્થળઃ**—ચિતોડ, માલદેવનું ભવન.

**પાત્ર**—માલદેવ, હરિસિંહ, વનવીર પાછળથી રણધીરસિંહ.

માલદેવ લાલ રંગીન પાયજામો તથા પહેરણ પહેરી પોતાના નિવાસમાં આવે છે. પગે સોનાનાં સાંકળાં છે, હરિસિંહ તથા વનવીર સાદા રજવાડી પોષાકમાં માથે મેવાડી સાફો પહેરી ત્યાં આવે છે.

(માલદેવ એક બે આંટા મારે છે અને હરિસિંહ આવી પહોંચે છે.)

**માલદેવ**—હરિસિંહ ઠીક થયું કે તું પહેલો આવ્યો. આજ કેટલોક વખત થયાં વનવીરની રીતભાતમાં મને સમજ પડતી નથી. મારી એના પ્રત્યેની અથાગ પ્રીતિએ મને ગાંડો બનાવી દીધો છે બાકી એક પળ પણ એને મારા નિવાસમાં ના રહેવા દઉં.

**હરિસિંહ**—બાપુ, આજે વળી કંઈ નવો પ્રસંગ ઉપસ્થિત થયો.

**માલદેવ**—હા. હું તમને બન્નેને અહીં બોલાવવા અનુચરને આજ્ઞા આપવા જતો હતો ને વનવીરને મેં એકલો બબડતો જોયો. હું એને પ્રપંચી દેખાઉં છું અને મારા માર્ગમાં મને કંટકરૂપ થયેલો હમીરસિંહ એને સારો લાગે છે. હું તેનો હક્ક છીનવી લઉં છું એમ એ માને છે. સૂબાગીરી સુલ્તાને વણમાગે મને આપી છે. આજે તો મેં પણ નિશ્ચય કર્યો છે કે વનવીર જોડે એક ઘાના બે કકડા કર્યે જ છુટકો. જો, કોઈનાં પગલાં સંભળાય છે. વનવીર જ હશે.

( વનવીર આવી નમન કરી બેસે છે. )

**માલદેવ**—કુંવરાં, દિલ્હીની મદદ મેળવવા મેં જેટલા પ્રયાસ કર્યા તેટલા વ્યર્થ ગયા. સ્વામી વગરની સ્ત્રીની જે દશા થાય તે અત્યારે દિલ્હીની છે. સૌ કોઈ તેના તરફ તિરસ્કારની નઝરથી જુએ છે. વિષયી શાહના રાજ્યારોહણથી ખીલજીનો પ્રભાવ પરવારી ગયો છે અને સૌ કોઈ સ્વચ્છંદી બની ગયું છે. ત્યાં દાદ કે ફરિયાદ કોઈ સાંભળે એમ નથી. હમીરસિંહ તેનો લાભ લઈ બળવત્તર થતો જાય છે. ચિતોડની આસપાસનો બધો પ્રદેશ એના કાબુમાં આવી ગયો છે. બાદશાહનું અહીં સૈન્ય હતું તે ખુટી

ગયું છે. ચિતોડ પર એ એકાએક આક્રમણુ કરે તો બચાવનું સાધન નથી. તમારો શો અભિપ્રાય છે ? (હરિસિંહ મૂગો રહે છે).

**માલદેવ**—વનવીર તારો શો વિચાર છે ? હરિસિંહ શરમાળ છે. હું જે કરીશ તે એને તો પરવડશે.

**વનવીર**—મારા વિચાર જાણી તે મુજબ વર્તવા આપ રાજી નથી અને મારે કંઈ કહેવું નથી.

**માલદેવ**—કંઈ ચિંતા નહીં. તારો જે વિચાર હોય તે સ્પષ્ટ જણાવી દે.

**વનવીર**—દુર્ગનાં દ્વાર ખોલી નાંખો, હમીરસિંહનો રાણા તરીકે સ્વીકાર કરો, હક્કદારનો હક્ક તેને સ્વાધીન કરો અને—

**માલદેવ**—(તલવાર પર હાથ મૂકી) હું તેનું દાસત્વ સ્વીકારૂં, ખરું કેની ! તારી બુદ્ધિ આમ જડ કેમ થઈ ગઈ છે ?

**વનવીર**—ખૂની અને તેના દીકરાનું દાસત્વ ત્યારે તમને વહાલું લાગે છે ? દિલ્હીના દુર્વ્યસની સ્ત્રીલંપટ મુબારક શાહના સૂબા કહેવડાવવામાં તમારૂં ગૌરવ અધિકતર થાય છે ? ચિતોડ બાપ્પા રાવળના વંશજનું છે, ખિલજી તેનો અમરપટો લઈ આવ્યો નથી.

**માલદેવ**—કુંવરાં, તમે બહુ બોલો છો. મારા તમારા પ્રત્યેના પક્ષપાતને લીધે તમે અવળા બાઝો છો; જગતના અનુભવમાં તમે કાચા છો. બાદશાહ કને સૂબાગીરી માગવા હું નહોતો ગયો.

**વનવીર**—મને તે અજાણ્યું નથી. પણુ બાદશાહે તેમાં કેટલી પરમાર્થવૃત્તિ પોષી છે તે મને ખબર છે. એ ડોળઘાલુ પરમાર્થવૃત્તિમાં રહેલો ઉંડો સ્વાર્થ આપણે સમજી શકતા નથી અને તેને પરિણામેજ ભારતના પતનના પડઘા કાને પડે છે. રજપૂત સામે રજપૂતને ઉભો કરવામાં બાદશાહે માત્ર શેતરંજની ચાલ ચલાવી છે, તમારા ઘરના એ મસે ભાગલા પડાવ્યા છે, તમારેજ હાથે તમારા માણુસનું નિકંદન કરાવે છે. મનુષ્યને સ્વાર્થનાં પડળ ચઢયાં એટલે સ્નેહ, સગપણુ, સ્વદેશાભિમાન એ સર્વનું સત્યાનાશ વળી જાય છે.

**માલદેવ**—ત્યારે મારો હક્ક જાણી બુઝીને મારે જતો કરવો ?

**વનવીર**—બાપુ, હક્કની વાત ધુમાડાના બાચકા જેવી છે. તેનું સત્ય સ્વરૂપ કોઈ સમજતું હોય તો જગતમાંથી રાજાઓના વિગ્રહો મટી જાય, વિના કારણે મનુષ્યોનાં લોહી ના રેડાય અને ન્યાયાધિશોની મનુષ્યને જરૂર ના રહે. મેવાડ નથી તમારૂં કે નથી તમારા બાદશાહનું. દુર્યોધનનું પાંડવો જોડેનું યુદ્ધ હું વધારે નીતિસર માનું છું.

**માલદેવ**—એટલે હું દુર્યોધન કરતાં પણ વિશેષ ભૂંડો ! અને તેમ મને કહી સંભળાવનાર મારો પુત્ર !

**વનવીર**—મારા કહેવાનો મર્મ આપ ના સમજ્યા. મહાભારતના યુદ્ધના પરિણામે એક ભાઈએ ગુમાવ્યું બીજાનો અધિકાર સ્થપાયો. હમીરસિંહ અને આપણી તકરારમાં તમારો વિજય થતાં બાદશાહનો વિજય લેખાશે અને તેના નીમેલા સૂબા રહી તેની મરજી મુજબ નાચનારા એક રમકડાં બનશો અને ગર્વી મેવાડ પરતંત્રતાની ઝુંસરીમાં હંમેશને માટે સબડશે. બાપુ કારાગૃહમાં મોકલશો તો તે સહન થઈ શકશે, સો મણ બેડીનો ભાર આ હાથ ખમી શકશે પણ પરતંત્રતાનો ભાર આ વનવીર સાંખી શકતો નથી.

**માલદેવ**—(શબ્દ પર ભાર મૂકીને ડોકુ હલાવતાં) ઠીક. વનવીર, તારા વિચાર હજી ફેરવ. મારા તારા પ્રત્યેના પક્ષપાતને અંગે મારો વિચાર તને ગાદી આપવાનો છે.

**વનવીર**—એ વિચારને હું ઠોકર મારૂં છું. એકનો હક્ક છીનવી લેતાં પૂરી કળ વળી નહીં હોય તે હવે હરિસિંહનો હક્ક છીનવી લેવો છે. ચિતોડની ગાદી મારે મન દેવસમર્પણ છે.

**માલદેવ**—વનવીર ચૂપ કર, લવારી બંધ કર. તું બહુ ફાટયો છે.

**અનુચર**—(આવી, નમન કરી) મહારાજ હમીરસીંહે શ્રીફળનો સ્વીકાર કર્યો છે અને એમના એક સૈનિકને અમારી સાથે મોકલ્યો છે. તે આપના દર્શનની અભિલાષા રાખે છે. આપ અંતઃપુરમાં હતા તેથી સમાચાર નિવેદન કરતાં વિલંબ થયો.

**માલદેવ**—હમણાં પણ હું કામમાંજ છું. એના ઉતારા માટે પૂરતો બંદોબસ્ત કરો. હું એમને ફુરસદે બોલાવીશ.

**હરિસિંહ**—બાપુ હમીરસિંહ જોડે સંધિના કરાર ચાલે છે? શુકનમાં શ્રીફળ.......

**માલદેવ**—ના, વિવાહના આશયથી મેં શ્રીફળ મોકલ્યું છે અને તે એણે સ્વીકાર્યું છે.

(હરિસિંહ વિચારગ્રસ્ત થાય છે, વનવીરથી તલવાર પર હાથ મૂકાઈ જાય છે.)

વનવીર, તલવાર પર હાથ કેમ મૂકયો? તારામાંથી વિનય સાવ જતો રહ્યો છે. વનવીર આમ બંડખોર થશે અને તે પણ પિતાની વિરુદ્ધ?

**વનવીર**—બાપુ, અમારી ભાવના અને અમારા આદર્શને નહીં પોષો પછી અમારી પાસેથી શું મેળવી શકશો? હજી ચેતો, મારૂં કહ્યું માનો. સિંહના બચ્ચાંને છંછેડવાનો વિચાર છોડી દો. કોની કન્યા લાવીને રાણાના ચરણકમળમાં મૂકશો? યાદ રાખજો ચિતોડમાં મહાન ઉત્પાત થશે, આપણા ભાઈઓનાં વગર કારણે લોહી રેડાશે. દગો રમવા જશો તો હમીરસિંહ કેર વર્તાવી દેશે. મોટાભાઈ આમ મૌન શું સેવો છો!

**હરિસિંહ**—બાપુ, વનવીરની વાત ખરી છે.

**માલદેવ**—એ બધુ મારા ધ્યાનમાં છે. મારે ઉતાવળનું કામ છે.

હરિસિંહ, હમીરસિંહનો સત્કાર કરવા દરબાર, ઉતારા વગેરેનો પ્રબંધ કરો. (સ્વગત) હવે આ વનવીર માટે કાંઈ કરવું પડશે. નહીં તો એ મારૂં કર્યું કારવું ધૂળ મેળવશે. (પ્રગટ) વનવીર, કુંવરાં, મારી આજ્ઞાનું પાલન કરશો?

**વનવીર**—હક્કદારનો હક્ક છીનવી લેવાની કોઈ પણ તદબીર આપ ઘડતા હો તો હું તેમાં સંમત નથી. એ સિવાય આપની જે મુરાદ હશે તે બર લાવીશ.

**માલદેવ**—ઠીક થયું રણધીરસિંહ પણ આવી પહોંચ્યા. રણધીરસિંહ એક દુર્ઘટ પ્રસંગમાં તમારી મદદની જરૂર છે, તમે તે કાર્ય પાર ઉતારશો?

**રણુધીર**—દુર્ઘટ કાર્ય કરવા માટે બાપુ મારા તરફ પક્ષપાત બતાવે એટલે તો તે કર્યેજ છુટકો. કામ પાર ઉતાર્યા વિના હું વિરમીશ નહીં.

**માલદેવ**—કુંવરાં, તમે જાઓ. વનવીર! રણુધીરસિંહ દ્વારા હું તમને સંદેશો મોકલીશ તેને અમલમાં મૂકજે.

(હરિસિંહ અને વનવીર જાય છે.)

**માલદેવ**—(પત્ર પર લખીને) રણુધીરસિંહ, લો આ મારી આજ્ઞા-પત્રિકા. એ લઈ વનવીરસિંહને પહોંચાડો. વનવીરને નગર બહારના કારાગૃહમાં મૂકી પૂરતો બંદોબસ્ત મૂકજો.

**રણુધીર**—બાપુ! કોણથી બાંધી લઈ આવું હલકું કામ કરવાની આજ્ઞા ફરમાવો છો? કળજુગ આટલે લગી વ્યાપ્યો હશે એમ ખ્યાલમાં નહોતું. આના કરતાં તો તમે મને શૂળીએ ચઢાવવાની શિક્ષા કરો તો સારૂં. વનવીર મારો બાળમિત્ર છે; આવું મિત્રદ્રોહનું કામ મારાથી નહીં બને.

**માલદેવ**—(સ્વગત) આને કળથી હાથમાં લેવાની જરૂર છે. (પ્રગટ) રણુધીરસિંહ આઠ દિવસથી વિશેષ વનવીરને કારાગૃહમાં પૂરી રાખવો નથી. એને બીજી કોઈ જાતની તકલીફ ના પાડે તે તમે અવારનવાર જઈ જોતા રહેજો. હમીરસિંહનું અહીં આગમન થવાનું છે અને વનવીર ઉછાંછળો છે માટે એને બંધનમાં રાખવાની જરૂર છે.

**રણુધીર**—(સ્વગત) આ શા પ્રપંચ રમાય છે તે જાણુવાની ખાતર લટી જવામાંજ માલ છે; વનવીરને મળ્યાથી આ ઘટના સમજાશે. (પ્રગટ) બાપુ એમ હોય તો મારી ના નથી.

## પ્રવેશ ૫

**સ્થળઃ**—ઉદ્યાન.

**પાત્રઃ**—બ્રહ્મભટ્ટ, વનવીર, ભાનુમતી, રણુધીરસિંહ પાછળથી હંસા, વનવીર આવી માથા પરથી ફેંટો કાઢી નાખે છે.

**બ્રહ્મભટ્ટ**—આ રવડી રવડીને થાકયો ના મેના મળી કે ના ભાભી મળ્યાં. આપણે તો અહીંઆંજ લોટી જઈશું. કેવું સુંદર સ્થાન છે! ગરજ હશે તો આવશે સામા ને ઉઠાડશે. પોપટની આશાએ આવ્યો તો તે પણ

નથી. ઉદ્યાનમાં મળવાનું કહી કોણ જાણે ક્યાં ઉડી ગયો. પાંજરામાં પૂરાઈ રહેવાનો એનો સ્વભાવજ નથી.

**વનવીર**—કેમ મિત્ર, શું કરી આવ્યો? હું અહીં આવ્યો છું તેનું પણ તને ભાન નથી.

**બ્રહ્મભટ્ટ**—લો પોપટજી તો અહીંજ હતા. બાપુ, મેના ના મળી.

**વનવીર**—મેં તને મેનાને તેડવા મોકલ્યો હતો?

**બ્રહ્મભટ્ટ**—ભૂલ્યો. પોપટના ખ્યાલમાં મેનાનું કથન થઈ ગયું. પણ ભલા, એમાં ખોટું શું છે? મારી મેના નહીં અને તમારી મેના.

**ભાનુ**—( એકાએક આવી ) મહારાજ, હમણાં મેનાનો જાપ બહુ જપ્યાં કરો છો. લગ્નનું ચોકઠું બેસાડી દો.

**બ્રહ્મભટ્ટ**—ના રે મારા એકલાના પેટનું ના થતું હોય ત્યાં વળી બીજાને શું કામ સંભારૂં? પરણવાને તો જીવ તલ્લપાપડ થઇ ગયો છે. હાથે બાફવું પડે છે તે નથી ખમાતું.

**ભાનુ**—તમે તો ખાવાને જન્મ્યા છો.

**બ્રહ્મભટ્ટ**—તમે તો ભૂખ્યા રહેવાને જન્મ્યા હશો! અમારા રંગીલા રાજકુમાર મળ્યા છે, મહેલમાં વસવાનું મળ્યું છે; પાંચ પકવાનના રાજભોગ ધરાય છે એટલે તમને જગતનો ખ્યાલ શો હોય? લોકને પેટ પૂરતું અન્ન પણ નથી મળતું. અન્નપૂર્ણાની આરાધના જગતને છે, એક બીજા પર તેને અંગે મનુષ્યનો આધાર છે તો જગત નભી રહ્યું છે. દિલ્હીની રાજ્યક્રાંતિને લઇને પેટીનું નાણું પેટીમાં પડયું ઘસાઈ ગયું છે. લોકોના જીવમાં જીવ નથી અને માણસાઈ પરવારી ગઈ છે.

**ભાનુ**—બ્રહ્મભટ્ટ, તમે પણ બુદ્ધિમાન છો. નાથ, મને કેમ સંભારી? અમારી વાતમાં તો તમે રસજ લેતા નથી. સૂર્યોદયની આશામાં વિકસિત થવા માંગતું કમળ, વાદળી એકાએક ચઢી આવવાથી હતાશ થઈ જાય તેમ તમારૂં મો કરમાઈ ગયું છે. આમ ઉદાસ કેમ થઇ ગયા છો?

**બ્રહ્મભટ્ટ**—મિત્રને તમારૂં કામ પડવાથી તમને તેડવા આ બ્રાહ્મણને મોકલ્યો પણ સૂર્ય દેખાયો નહીં એટલે કમળ કરમાયજ કેની ? અરે ભગવાન, મારી મેના મારા મુખને કમળ જોડે ક્યારે સરખાવશે ? પણ મિત્ર, આ કંઈ ઠીક કહેવાય નહીં. તમે કમળ અને ભાનુબ્હેન સૂર્ય ! તમે એને આધારે કે એ તમારે આધારે ?

**વનવીર**—સંસારસમુદ્રમાં સ્ત્રી અને પુરુષ એક બીજાને આધારે. એક નૌકા તો બીજું સુકાન. ભાનુ, હું મુંઝાઈ ગયો છું. બાપુએ મને બોલાવ્યો હતો. એમના વર્તનમાં મને ભેદ લાગે છે. બાપુએ હમીરસિંહને વિવાહ માટે શ્રીફળ મોકલ્યું છે. મેં મારો ઉભરો કાઢવામાં બાકી નથી રાખી પણ જરૂર કંઈ વિપરિત પ્રસંગ ખડો થવાનો એમ મારો અંતરાત્મા કહે છે અને એ વિચારથી મસ્તક ભમી ગયું છે. હમીરસિંહ તો શું પણ કોઈ પણ રજપૂતનો જાયો આ અપમાન સહન કરી શકે નહીં. જરૂર કંઈ નવું જૂનું થવાનું.

( રણધીરસિંહ આવી પહોંચે છે. )

**વનવીર**—કાં રણધીર, બાપુનો સંદેશ પહોંચાડવા આવ્યા છો ? નીચું કેમ જોઈ રહ્યા છો ? જે હોય તે નિરાંતે જણાવી દો.

**રણધીર**—મિત્ર આપના શસ્ત્ર મને સુપ્રત કરી દો અને ગઢ બહારના કારાગ્રહમાં ગમન કરો. બાપુની આજ્ઞા છે.

**વનવીર**—વાહ ! આ તો અતિ આનંદની વાત. પિતા પુત્રને કારાગ્રહમાં મોકલે એ દિવસ કયાં ? કારાગ્રહો ભારતનાં રત્નોથી ઉભરાઈ જશે ત્યારેજ ભારતના ઉદયના યશોગાન ગગન ભેદી નાખશે. કારાગ્રહો અમારી સ્વતંત્રતાની વાટિકાઓ બનશે. રણધીર ! લો આ મારા શસ્ત્રો બાપુને ભેટ કરી કહેજો કે આજથી હું એનો પુત્ર નથી એઓ મારા મુરબ્બી નથી. શસ્ત્રહીન કરો છો છતાં જોઉં છું કે મારા પ્રયત્નમાં મને કેમ મહાત કરી શકો છો.

**ભાનુ**—( રણધીર શસ્ત્રો લેવા હાથ લંબાવે છે તેના માર્ગમાં આવી વનવીરના હાથમાંથી શસ્ત્ર છીનવી )

સબૂર, રણધીરસિંહ સબૂર. આર્યાવર્તની સ્ત્રીઓમાં જ્યાં સુધી રજપૂતનું લોહી વહે છે ત્યાં સુધી—

**વનવીર**—ભાનુ, બાપુને કોલ આપી હું બંધાઈ ગયો છું.

**ભાનુ**—હું તે કળી ગઈ છું પણ જ્યાં સુધી આ દેહ સ્વતંત્ર છે ત્યાં સુધી જોઉં છું કે કોની મગદૂર છે કે આપના શરીરને આંગળી પણ અડકાડે. હું કંઈ માટીનું પુતળું નથી કે પેટે ચલાવે તેમ ચાલું. મારા પતિનું અપમાન થાય તે સહન કરવા કરતાં મરવું હજાર દરજ્જે સારૂં. હું કોઈને કોલ આપી બંધાઈ નથી. રણધીરસિંહ, આવો આપણે દ્વંદ્વયુદ્ધ કરીએ. મારા કરતાં તમે બળવત્તર છો તો મને મહાત કરી આજ્ઞા પાલન કરજો. તમારૂં નામ જગતમાં અમર થશે, બાદશાહના સુબા તરફથી તમને સરપાવ મળશે, તમારા વંશ વારસોને એકાદ જાગીરની નવાજેશ થશે.

**વનવીર**—ભાનુ, જરા શાંત થા. તું વગર જાણે રણધીરનું અપમાન કરે છે. આર્યાવર્તના વીરો એવા નમાલા, નિર્વીર્ય નથી થઇ ગયા કે સ્ત્રીઓ સામે શસ્ત્ર ઉગામશે. રણધીર આ કામ કરવા રાજી નહોતા. એ પણ કોલથી બંધાઈ ગયા છે. વળી રણધીર કારાગ્રહના કિલ્લેદાર તેમાં ઘણી સુગમતા રહેશે. તમે એને મળતા રહેજો. મને અવારનવાર જાતે મળી અથવા તો બ્રહ્મભટ્ટને મોકલી ગઢના સમાચાર આપતા રહેજો. ભાનુ, કળથી કામ લેવાનું છે. (ભાનુના હાથને હૈયા સરસો ચાંપી) હું જાઉં છું. હિંમત અને ધૈર્ય બન્નેની જરૂર રહેશે. (ભાનુનું મુખ કરમાઈ જાય છે તે નીચે જોઈ રહે છે.) (જતાં જતાં) ઠીક યાદ આવ્યું. હમીરસિંહે શ્રીફળનો સ્વીકાર કર્યો છે એ વાત તમે કોઈ પણ હંસાબહેનને ના જણાવતા. આપણા રાજગૃહમાં રાજકન્યા બીજી છે નહીં એટલે પોતાના વૈધવ્યનું સ્મરણ એને તાજું થશે. ભાનુ, મહેલમાં કોઈ નવી દાસી નોકરીએ રહે તો તેના પર નજર રાખજો. હમીરસિંહને કોઈ દાસી જોડે.........મૂગા રહેજો. હંસા આવે છે.

**હંસા**—વનવીરભાઈ, ક્યાં જાઓ છો ?

**વનવીર**—( ખરી બિના છુપાવતાં ) હંસા, મને જરા ઉતાવળ છે; પછી મળશું.

( વનવીર અને રણધીર જાય છે. )

**હંસા**—ભાભી, તમારા મોં પર ક્રોધ અને શોક એમ બેવાનાં તરી આવે છે. રણધીરસિંહે રાહુનું કામ કર્યું ? તમારા પ્રેમકલ્લહમાં વિક્ષેપ પડયો ?

**બ્રહ્મભટ્ટ**—રાહુ તો સારો. અલ્પ સમયમાં ખસી જાય અને સૂર્ય તેનાં કિરણોને પૃથ્વી ઉપર પુનઃ પ્રસરાવે અને પૃથ્વીને આલિંગન દે. મારી બહેનના સૂર્યને પિતાજીએ જગતથી વિખુટો પાડી દીધો છે અને પૃથ્વી નિસ્તેજ થઈ ગઈ છે.

**હંસા**—ભાભી, માફ કરજો હું તો ખાલી વિનોદ કરતી હતી. શું થયું. ભાઈ કેમ જતા રહ્યા ?

**ભાનુ**—વચનથી બાંધી લઈ શસ્ત્ર છોડાવી, સસરાજીએ એમને કારાગૃહમાં પૂરવાની રણધીરસિંહને આજ્ઞા કરી છે.

**હંસા**—આ તો ગજબની વાત. પિતાજીનો સ્વભાવ હમણાં હમણાં બહુ મતીલો અને ચીઢીઓ થતો જાય છે અને વનવીરભાઇથી એમની જોડે વાદમાં ઉતર્યા વગર રહેવાતું નથી.

**હંસા**—ત્યારે તે જે કહે તેની હાએ હા ભણ્યાં કરે ખરૂં કે'ની ? અને તેમ ના કરે તેને વગર ન્યાયે કારાગૃહમાં મૂકવા પડે. પોતાના પુત્રને આવો ન્યાય કરશે તે રૈયતને તો સીધી શૂળીએજ ચઢાવશે.

**હંસા**—ભાભી, તમારૂં કથન ખરૂં છે, તમે ઉશ્કેરાઈ જાઓ એ સ્વાભાવિક છે. લાવો હું બાપુને મળું છું અને ભાઈને છૂટા કરે એવો બંદોબસ્ત કરૂં છું.

# પ્રવેશ ૬

**સ્થળઃ**—કારાગ્રહ, ચિતોડ.

**પાત્રઃ**—પહેરેગીરો, રણધીર, વનવીર, પાછળથી ભાનુ.

રણધીરસિંહ સૂબાનો પરવાનો બતાવી વનવીર સાથે પ્રવેશ કરે છે. પહેરેગીરો કુંવર વનવીરને જોઈ વિસ્મય અને કુતૂહળતાની લાગણીથી જોઈ રહે છે.

**રણધીર**—( પહેરો ભરતા સૈનિકોને ) જાઓ કામ પડે બોલાવીશ.
( પહેરેગીરો જાય છે. )

**રણધીર**—મિત્ર આ પ્રસંગ ઉપસ્થિત થવાનું કંઈ કારણ ? તમને કારાગૃહમાં રાખી તમારા પર ચોકી પહેરો રાખવાની આજ્ઞા એ મારા કયા ભવના પાપનું પ્રાયશ્ચિત. બાપુને પહેલાં તો નાજ ભણી પણ પછી લટી ગયો. તમે આ ઘટના સમજાવી શકશો ?

**વનવીર**—રણધીર, શ્રીફળની બિના તમે જાણો છો. ચિતોડનું ભાવિ રત્ન આ અપમાન સહન કરી શકશે નહીં. મેં આ બાબતમાં વિરોધ કર્યો, ઉશ્કેરાઈ, બાપુની તદબીર ઉંધી વાળવાનો નિશ્ચય જણાવ્યો એટલે બાપુએ મને વચનથી બાંધી લઈ મારી આડખીલી દૂર કરી. પણ એટલું જરૂર સમજજો કે દુર્ગમાં પૂરશો કે કારાગૃહમાં મૂકશો પણ સત્ય એ બંધનોને તોડી તરી નીકળશે. મારૂંય જગત એ લડતની પડખે રહેશે. આ શરીરમાં જ્યાં લગી પ્રાણ છે ત્યાં સુધી તો હું મારા પ્રયત્નોમાં વિરમવાનો નથી. ભારતભૂમિનો મિત્ર, તે મારો મિત્ર, તેનો દુશ્મન તે મારો દુશ્મન, પછી તે ભલે મારો સ્નેહી, સંબંધ હો દેશી હો કે વિદેશી હો ભારતના સુખમાંજ મારૂં સુખ એને દુઃખ તો મને પણ દુઃખ અને એ દુઃખનું નિવારણ કરવામાં એને પુનઃ સ્વતંત્રતા પ્રાપ્ત કરાવવામાં આ પ્રાણની આહુતિ. મારે માટે કઇ જગ્યા નિયત કરી છે ?

**રણધીર**—લો આ કુંચી.

**રણધીર**—(વનવીર દ્વાર ઉઘાડી ચાવી સુપ્રત કરી અંદર જાય છે તેને અટકાવી) ચાવી તમેજ રાખો. વનવીર, તમારે કારાગૃહમાં પ્રવેશ કરવા જરૂર નથી. એક રજપુત વીરાંગનાના તમે પતિ છો, ભારતનું ભૂષણ છો, સ્નેહી સંબંધીઓથી જકડાયલા છો, મારા મિત્ર છો, આ મારી ભૂમિને તમારી જરૂર છે. તમારે સ્થાને કારાગૃહમાં મને મૂકી આ ઉપવસ્ત્ર બદલી ચિતોડ છોડી ચાલ્યા જાઓ.

(રણધીર અંગરખું અને ફેંટો કાઢી તે વનવીરને આપવા હાથ લંબાવે છે).

**વનવીર**—મિત્ર! ધન્ય; તમારા આ ભાવ ભર્યા ઉદ્ગાર માટે હું તમારો ઋણી છું. પણ લાગણીને વશ થવામાં સાર નથી. બાપુના સ્વભાવથી તમે પૂરા પરિચિત નથી તમારાં આ કૃત્યની જાણ થતાં તેઓ રીબાવી રીબાવીને તમારી આયુષ્યરેખા પૂરી કરશે. હું તો શું પણ સારૂંય જગત આવી મૈત્રી માટે મગરૂર છે.

**રણધીર**—એ વર્તનને આચારમાં મૂકી મગરૂરી રાખો તે વધારે વાસ્તવિક ગણાય.

**વનવીર**—મારાથી તેમ નહીં થઈ શકે.

**રણધીર**—વનવીર, મારી યાચના કબૂલ રાખો. હમીરસિંહને મળી અહીંની વસ્તુસ્થિતિ સમજાવો. એક મહાન અનર્થ થતો અટકશે. મિત્ર, વાર ના કરો, પહેરેગીર આવી પહોંચશે, વહેમાશે અને બાજી હાથમાંથી સરકી જશે. વનવીર, ભાતુને ખાતર, બાળમિત્ર બ્રહ્મભટ્ટને ખાતર, મારા દેશને ખાતર મારી પ્રાર્થનાનો સ્વીકાર કરો. જાઓ, વનવીર જાઓ. ભારત ભૂમિની સ્વતંત્રતા મેળવવામાં સાધનરૂપ બની તમારી કીર્તિ ઉજ્જ્વળ કરશો તે જાણી કારાગૃહમાં પડેલા રણધીરની આંતરડી ઠરશે, આ કારાગૃહને સ્થાને સ્વર્ગનાં દ્વાર મારી આંખ આગળ રમશે. બાપુ જાઓ, આજ સુધી તમારી પાસે કંઈ માંગ્યું નથી. મારૂં આટલું કહેવું કબૂલ નહીં રાખો? એક પળ જુગ સમાન છે. હું પગે પડું છું.

**વનવીર**—રણધીર, ઉઠો. તમે ભલે એકલવાયા હો જગતને મારા કરતાં તમારા જેવા જાન કુરબાન કરનારા વીરની વિશેષ જરૂર છે. મારી જરૂર પડતાં હું જકડાઇને અહીં બેસી રહેવાનો નથી.

**ભાનુ**—(બાજુમાં લપાઈ રહી આ સંવાદ સાંભળી લઇ, એકાએક આવી) રણધીર, તમને અને તમારી મૈત્રાને લાખોવાર ધન્ય હો. મેં આપને અન્યાય કર્યો તે માટે ક્ષમા માંગું છું. વિલંબ કરવામાં સાર નથી. હમીરસિંહનું કાલેજ આગમન થવાનું છે એમ સમાચાર મળ્યા છે. લમની કોઈ જાતની તૈયારી અત્યાર સુધી થઈ હોય એમ લાગતું નથી. હમીરસિંહના સરદારે બેત્રણ વાર કહેણ મોકલ્યું પણ પ્રકૃતિ ઠીક નથી એમ કહી મુલાકાત આપી નથી.

**વનવીર**—રણધીર, તમને કારાગૃહમાં સપડતા રાખી મારે તો આ નગર છોડેજ છુટકો. તમે છુટા હશો, મને અહીં આવી મળી શકશો, મારા વિચાર જાણી શકશો. ત્વરા કરો મને કારાગૃહમાં મૂકી ગઢ તરફ સીધાવો. પ્રિયે, તમે પણ જાઓ. પ્રસંગ આવે વનવીર ઝંપલાવવામાં પાછી પાની કરે એમ નથી.

(રણધીર કારાગૃહનાં દ્વારને તાળું મારે છે, હાથમાંથી ચાવી પડી જાય છે).

**રણધીર**—જગતના તાત! મારા મિત્રને, બંધુને વગર વાંકે કારાગૃહમાં પૂરવાનું કામ મારે માથે? આતે નોકરી કે ગુલામી! મારી સૈનિકની ભાવનાની આ સાર્થકતા! આવા દાસત્વ કરતાં તો મોત સારૂં.

**ભાનુ**—રણધીરસિંહ, હું સ્ત્રી છતાં હિંમત હારી નથી જતી, મારા પ્રાણેશને અહીં મૂકી મનને દૃઢ રાખી શકું છું તો તમે કેમ આમ કાયર થાઓ છો? હું મારી તદબીર તમને સમજાવીશ. ચાલો દુર્ગમાં આપણી જરૂર છે.

## પ્રવેશ ૭

**સ્થળ**—બ્રહ્મભટ્ટનું ઘર.

**પાત્ર**—ફેરીઓ, બ્રહ્મભટ્ટ અને મેના

પિંજરામાં મેના લઇને ફેરીઓ આવે છે.

**ફેરીઓ**—મેના લો મેના.

**બ્રહ્મભટ્ટ**—અરે એ કોણ મૂર્ખનો સરદાર છે? મેના તે કંઈ બઝારમાં વેચવાની વસ્તુ છે?

**ફેરીઓ**—(પાંજરૂં પૃથ્વી પર મૂકી) ગાળ તમે ભાંડી કે? નુકસાનીના દામ આપો, નહીંતર આ મેના ખરીદો.

**બ્રહ્મભટ્ટ**—લો આતો કોઈ કાયદાશાસ્ત્રી છે, જાતે રળશે અને એના બીજા કોઈ ભાઈને રળાવશે. એ શાહુકાર, એમ આપવાના દામ હોત તો અહીં શું કામ ફેરા ફરતે? જા બાવા, કોઈ હવેલીમાં ચાલ્યો જા ત્યાં થોડા નાખી દેવાના રૂપાભા હશે એટલે તારી મેનાની કિંમત કરશે. મારા ઘરમાં એક તો આવવાની છે પછી બીજીને શું કરૂં? ખાલી વઢી મરે અને વચ્ચે બ્રાહ્મણનો ઘાણ નીકળી જાય.

**ફેરીઓ**—તમે તો મહારાજ અલંકારમાં બોલો છો.

**બ્રહ્મભટ્ટ**—અલંકાર તો મેં મારી મેનાને માટે સંઘરી રાખ્યા છે.

**ફેરીઓ**—એકનું દેખી બીજી બોલતી થશે, તમને આનંદ આપશે, તમારૂં મનરંજન કરશે.

**બ્રહ્મભટ્ટ**—તું પણ ભલો માણસ જણાય છે. તેની જીભ તારા જેવીજ લાંબી છે. એ પુરુષ હોત તો તારી સામે એનેજ રોકી પાડતે. એ એકને પાળવાના તો ફાંફાં છે ત્યાં બીજીને કયાં ઘરમાં ઘાલું? જા, ભાઈ, જા, હમણાં મોંઘવારી ચાલે છે, એના સીધાંપાણી મળ્યાં નથી.

(મેના આવે છે તેની સામે જોઈ ટીચકી વગાડતો)

**બ્રહ્મભટ્ટ**—આઈ ગેજી બેઠીએજી આઇ ગેજી બેઠીએજી. (ફેરીઆને) એ ભલા મનખ, ચાલતો થા ઘણે દિવસે એકાંતમાં મળ્યા છીએ તો જરા પ્રેમની ગોષ્ટિનો લહાવો તો લેવા દે.

**ફેરીઓ**—મને ખોટી કર્યો તેની નુકસાની આપો.

**બ્રહ્મભટ્ટ**—જોયું કેની મેં ધાર્યું તેમજ છે. અલ્યા વખતની કિંમત તો તનેજ હોય એમ લાગે છે. લે બાપુ લે, ચાલતો થા, મારી મધુરી કરતાં કંઈ વધારે છે. પાછો ના મળતો નહીંતર વ્યાજ સાથે પાછા કઢાવીશ.

(ફેરીઓ જવાનો ઢોંગ કરી ખૂણામાં છુપાઈ રહે છે.)

**મેના**—આ નવું ગાયન ક્યાંથી શીખી લાવ્યા? પેલું કોણ હતું? એને કેમ બોલાવ્યો હતો?

**બ્રહ્મભટ્ટ**—( એ સંતાયો છે તે દિશા બતાવીને ) એ બાઈશ્રી છે ઉલ્લુના સરદાર મેના અને વનવીર અથવા તો વનવીર અને મેના સિવાય કોઈને બોલાવવાની આ બ્રાહ્મણે પરવા કીધી છે? સંગીત તો આજે એક પઠાણ રસ્તામાંથી ગાતો ગાતો જતો હતો તે સ્મરણમાં રહી ગયું. હવે બોલો મારી મધુરી મેના, તમે ક્યાં ઉડવાની તૈયારીમાં હતા?

**મેના**—સોમદત્તને ત્યાં.

**બ્રહ્મભટ્ટ**—શું કરવા?

**મેના**—એમના પુત્રને મળવા.

**બ્રહ્મભટ્ટ**—માર્યા ઠઆર. પધારો. એ તો હું પોતે. મારા પિતાનો એકનો એક. મારી મેનાનો એકનો એક. મારા મિત્રનો એકનો એક.

**મેના**—ના ના તે તો ડાહ્યા તેમજ ઠાવકા માણસ છે.

**બ્રહ્મભટ્ટ**—તો ચાલો આપણે પણ તમારો હુકમ ઉઠાવી ડાહ્યા થઈ જઈશું. પણ ઠાવકા તો નથી રહેવાતું. કહો બીજી શી આજ્ઞા છે? તમારાથી ઉડાતું ના હોય તો હું તમને લઈને ઉડી જાઉં. કહો ક્યાંથી આવ્યા?

**મેના**—માનુ બહેન પાસેથી.

**બ્રહ્મભટ્ટ**—શું નવીન લાવ્યાં છો?

**મેના**—તમારા મિત્રને બાપુએ કારાગૃહમાં મોકલ્યા છે. તમારી પાસેથી તેનું કારણ જાણવા આવી છું.

**બ્રહ્મભટ્ટ**—ગાંડી રે ગાંડી, આપણે એવાં કારણના બારામાં ઉંડા ઉતરવું નહીં, મગજ ખસી જાય અને વગર મોતે માર્યા જઈએ.

**મેના**—તમને તો કંઇ આશ્ચર્ય પણ નથી લાગતું?

**બ્રહ્મભટ્ટ**—રાજા વાજાં અને વાંદરાં. રાજાઓનાં રંગ ઢંગમાં વળી આશ્ચર્ય કેવું? કોઇને વગર વાંકે કારાગૃહમાં મોકલે તો કોઇને શૂળીએ ચઢાવે. કોઈને ન્યાલ કરે તો કોઇના ઘરબાર લૂંટી લે એ તો સત્તાના મદ.

**મેના**—રાણા હમીરસિંહનું ચિતોડમાં આગમન થાય છે એમ વાત જોશભેર ચાલી રહી છે અને તેવેજ સમયે માલદેવજી પોતાના કુંવરને વગર વાંકે કારાગૃહમાં મોકલે તેમાં અજાયબ થવા જેવું તમને નથી લાગતું?

**બ્રહ્મભટ્ટ**—ત્યાંની હવા સારી હશે અથવા તો ત્યાંની હવા બગડી ગઈ છે તે સુધારવા માલદેવજીને વિચાર સ્ફુર્યો હશે.

**મેના**—તમારે મન તો હાંસીખેલ છે. તમારા મિત્રની તમને દયા નથી આવતી? એટલો બધો કળજુગ તમારામાં કયારનો ભરાયો?

**બ્રહ્મભટ્ટ**—એમ તો મને ઘણાયની દયા આવે છે. તને આમ એકલવાયી જોઉં છું તે બહુએ સાલે છે. બહુ બોલી, એમ કરી મારી પાસેથી વાત કઢાવવી હશે? કબૂલ કરો કે આજ મારાથી મહાત થયાં.

**મેના**—થોડાબોલા, મને હરાવતાં વાર છે. હું એમ તમારાથી છેતરાઈ જવાની હતી?

**બ્રહ્મભટ્ટ**—કહું? કોઇને કહીશ તો નહીં? અરે જવાદેને યાર, કોઇ સાંભળી લે તો ખોટું. સાધારણ રીતે તો પ્રાણીઓને કાન હોય છે પણ જ્યાં છળ પ્રપંચ ખેલાતા હોય ત્યાં તો દિવાલને કાન, આભને કાન, ધરતીને કાન, માત્ર સ્વાર્થમાં એટલા મચેલા કે સાનના વાખા. એ રાજ્યમહેલની ગુપ્ત વાતોમાં મઝાજ નહીં ખાલી જીવને કલેશ થાય.

**મેના**—એમ! નહીં કહો? હું જાઉં છું, હારીને પાછળ ના આવતા.

**બ્રહ્મભટ્ટ**—આવા જરા ઉભી તો રહે. આ તેજના અંબાર જોઇ, નેણનાં વિદ્યુત સમા ચમકારા જોઇ મારી આંખો તો ઠારવા દે. આજે બિલાડી તો આડી ઉતરી નથી છતાં તારી જોડે કલહ કેમ થાય છે? હં, સમજ્યો, પેલા લુચ્ચા ફેરીઆનું મોં જોયું તેથીજ એમ થયું.

**રાયમલ્લ**—(સ્વગત) જો મારો વહાલો મને બદનામ કરે છે.

**બ્રહ્મભટ્ટ**—એ ભલો માણસ તો એમજ સમજે છે કે હું સાવ બોથડ છું અને એને ઓળખતો નથી.

**મેના**—એ કોણ હતો?

**બ્રહ્મભટ્ટ**—હમીરસિંહનો એક સરદાર. મારી જોડે કેલવાડાથી સથવારો કર્યો, મારો વહાલો બારે ઘડીને બત્રીસે પળ મારી જોડે રહ્યો અને આમ વેશ બદલી નાખ્યો એટલે એમ ધારે છે કે હું એને ઓળખતોજ નથી! જો તો ખરો અક્કલનો બારદાન. હજી વેશ બદલવામાં કાચો છે કાચો.

**રાયમલ્લને**—(સ્વગત) આ બ્રાહ્મણ તો બડો ઉસ્તાદ લાગે છે. વાત પણ મને ચોપડીનેજ કરે છે.

**બ્રહ્મભટ્ટ**—ઉસ્તાદ નહીં તો! બધા સાંભળતા હશે અને હું બહેરો થઇ ગયો હોઇશ. એમને આંખ હશે અને હું તો દેખતોજ નહીં હોઉં. આ બ્રાહ્મણે કોઇ દિવસ ચોપડ્યા વગર ખાધું છે ખરૂં કે તને કોરૂં ખવડાવે? આતિથ્યમાં આ બ્રાહ્મણ પાછો પડે એવો નથી.

( રાયમલ્લને ) આમ પધારો મારા મહેરબાન! સીધી આખરૂમાં સીધાવો છો કે સૂબાને વાત પહોંચાડું? તમે ખોટી થયા તેની નુકસાનીના દામ માગ્યા, હવે અમારી મેનાની પ્રેમગોષ્ટિ સાંભળી લીધી તેનાં દામ ભરી આપો. તમને સમયની કેટલી કિંમત છે તે તો સમજાઇ ગયું. પ્રેમીયુગલની ખાનગી વાત સાંભળવા ઉભા રહેવું એ નવરા માણસનું કામ છે. એ માનસ પણ ઉતરતું. ચલો રાયમલ્લ, વાર ના કરો.

**રાયમલ્લ**—(બહાર આવી) બ્રહ્મભટ્ટજી એક હાર શું પણ તમે કહો તે આપવા તૈયાર છું પણ મેના બહેનને કહો તો ખરા કુંવરને કેદ કેમ કર્યા છે?

**બ્રહ્મભટ્ટ**—મેનાની ભલામણપત્રિકા લાવ્યા હશો! કયા દહાડાનું ઓળખાણ છે ભાઇ? ગામના કાજી થતાં પાજીમાં ગણાઇ મેથીપાક મળશે તો રાજી નહીં થાઓ. જાઓ હાર કાઢી આપી રસ્તો માપો. મેનાને કહેવું હશે તે તમારા ગયા પછી કહીશું. કેમ સીધી આખરૂમાં આપો છો કે નહીં? બૂમ પાડું! અરે જમાદાર, હવાલદાર, ચોકીદાર!

**રાયમલ્લ**—અરે બ્રહ્મભટ્ટ તમે કેમ આમ દયાહીન થાઓ છો? ( હાર કાઢતાં કાઢતાં ) ભટ્ટજી મને આ ઘટના સમજાવો તો ખરા. તમે મારા ગુરુ છો. હું આજથી તમારો શિષ્ય થાઉં છું. મેનાના સમ મોદકના સમ.

**મેના**—તમે કોણ છો! મને ઓળખ્યા પાળખ્યા વગર મારા કસમ દેતાં શરમ નથી આવતી?

**રાયમલ્લ**—( પાંજરાની મેના બતાવીને ) મેનારાણી, હું તો આ મારી મેનાના કસમ ખાઉં છું.

**બ્રહ્મભટ્ટ**—તો ભલે એમાં મારે નહાવાનું નથી. મોદક માટે તો હમણાં નીરાંત છે. મારા શિષ્ય થવાને તમે લાયક નથી. સંતાવાની કે સ્વગતની તમને ગતાગમ નથી.

**મેના**—મોદકનું તો મને કહેતાજ નથી.

**બ્રહ્મભટ્ટ**—આ શ્રીફળ લઇ હમીરસિંહના ભવનમાં ગયો હતો એટલે બાર માસની પીડા ટળી છે એમાં તને કહેવાનું શું ?

**રાયમલ્લ**—(ગળામાંથી કાઢેલો હાર આપતાં) લો મહારાજ તમારે નથી કહેવું તો હું આ ચાલ્યો. જરૂર પડે મને સંભારજો.

( રાયમલ્લ ચાલવા માંડે છે. )

**બ્રહ્મભટ્ટ**—એ ભલા માણસ, ઉભો રહે. આ વેષ તેં શું કામ પહેર્યો છે ?

**રાયમલ્લ**—મારૂં પેટ તમારા જેવું મોટું નથી.

**બ્રહ્મભટ્ટ**—તેની ચિંતા નહીં. કોઇ લાડુ પીરસવા આવે તેને મારે નામે મોકલજો.

**રાયમલ્લ**—આપણે તો સત્ય કહી દેવાના. અહીં કાલે મહારાજની સવારી આવવાની છે અને લગ્નની ધામધૂમનું તો નામનિશાન પણ નથી તેથી ગામગપાટા સાંભળવા આ વેશ ધારણ કર્યો.

**બ્રહ્મભટ્ટ**—અને અહીં પધાર્યા. ગઢમાં મારા જેવું આતિથ્ય કરનાર સારૂં ઘર ક્યાં છે ? હવે જુઓ. અમારા કુંવર વનવીરસિંહ અને બાપુ વચ્ચે મતભેદ પડયો છે. મારા મિત્રને હમીરસિંહ માટે પક્ષપાત છે અને ચતુર ઘણા તે એ મુજબનું માલદેવજી આગળ ભચડી બતાવ્યું. બાકીનું તો ચોરીછુપીથી સાંભળી લીધું કેની ?

**રાયમલ્લ**—સમજ્યો. મહારાજ નમસ્કાર. અમે રસ્તે પડશું અને આપનો ઉપકાર કદીએ ભૂલશું નહીં. અન્નદાતા આવવાના છે તેની તૈયારી કરવી છે.

**બ્રહ્મભટ્ટ**—ગરજ સરી એટલે ચાલ્યા. જાઓ ભા, જાઓ. આટલીવાર મલાયઝામાં રહેવું પડયું હતું જરા નઝર રાખી તરફીઅથી સંતાજો.

**રાયમલ્લ**—ગુરુજીની શિક્ષા માથે ચઢાવું છું. ગુરુજી, નમસ્કાર, બહેન, નમસ્કાર. (રાયમલ્લ જાય છે.)

**બ્રહ્મભટ્ટ**—જોયું કેની આમ પોબાર છે. મેના મનાઇ અને ઘરમાં દામ આવ્યા તે મફતમાં લો તમેજ રાખો. ચાલો તેની ખૂશાલીમાં એક ગાયન ગાઇએ. તું લલકાર. પેટમાં જ્યારે ત્યારે ભાર એટલે ધાંટો હઠયોગ આદરે છે. નહીંતર પણ તું જાણે છે કે મેં ગાવા માંડયું એટલે કુંભાર વાડામાં મેદની ભરાઇ જાય અને ઉહાપો થઇ રહે.

**મેના** ( ગાય છે ).

પિંજર આ પ્રિય છોડ, મેનારાણી ! પિંજર આ પ્રિય છોડ.
મિથ્યા મોહિની તોડ, મેનારાણી ! પિંજર૦—
હેમે ઘડિયું, રત્ને જડિયું, વૈભવનો નહિ પાર;
પણ કદી ના ખૂલે એના બંધ રહેલાં દ્વાર.—મેનારાણી !
જેનાં ચરણો વન વન વીંધી ઊડ્યાં વ્યોમની માં'ય;
તેનાથી આ મીઠાં તોયે બંધન કેમ ખમાય ?—મેનારાણી !
ગાન મધુરાં કલરવ ભીનાં પંખી વૃંદજ ગાય;
તેને સહુને વિસરી જઇને પરભાષા કેમ ભણાય ?—મેનારાણી
આઘે આઘે વિશ્વ વિશાળે ખેલે ખેલ અનન્ત-
ચંદા, સૂરજ, તારલિયા, તરુ, કુસુમકુંજ, વસન્ત—મેનારાણી !
એનાં તુંથી શમણાંમાંયે દર્શન લેશ ન થાય;
તારી તો સૌ દુનિયા આમાં પિંજરમાંજ સમાય.—મેનારાણી !

## પ્રવેશ ૮

**સ્થળ**—ચિતોડ

**પાત્ર**—હમીરસિંહ અને રાયમલ્લ

**રાયમલ્લ**—મહારાજ, કંઇ જબરૂં કૌતક લાગે છે. લગ્નના મંગળ તોરણ બંધાયા નથી તે તો ઠીક પણ કોઇ જાતની અત્યાર લગી લગ્નની તૈયારી હોય એમ પણ દેખાતું નથી.

**હમીર**—શું કહો છો ?

**રાયમલ્લ**—આપ જે કામ સોંપો તેની પૂરેપૂરી જવાબદારી હું સમજીને બાતમી આપું. માલદેવજીને બે કુંવરો છે તેમાંથી નાનાનો તમારા પ્રત્યે પક્ષપાત હોવાનું જણાયાથી તેમને કારાગૃહમાં મૂક્યા છે. મને માલદેવજીની મુલાકાતનો પણ લાભ મળ્યો નથી.

**હમીર**—ગજબ થઇ. ભલે. રાયમલ્લજી, થોડાક સરદારોને લઈ આ તરફ આવો. માલદેવજી ક્યાં છે !

**રાયમલ્લ**—ગઢમાં છે, તથા દરબાર ભરી આપને નિમંત્રણ મોકલવાના વિચારમાં છે.

**હમીર**—(અકળાઇને) વગર નિમંત્રણે હું ચિતોડમાં નથી આવ્યો. જાઓ ત્વરા કરો. બાકીના સૈનિકોને ગઢ બહાર તૈયાર રહેવા કહો.

## પ્રવેશ ૯

**સ્થળઃ**—માલદેવનો દરબારભવન.

**પાત્રઃ**—માલદેવ, દરબારીઓ, હમીરસિંહ અને ભીલ સૈનિકો.

છડીદાર સુવર્ણની છડી લઈ પ્રવેશમાર્ગમાં ઉભા છે. સિંહાસન પાછળ છત્રધાર કિનખાબથી ગીચોગીચ ભરેલું રેશમી છત્ર ધરી ઉભો છે, તેની આજુબાજુ બે ચોપદાર ચમ્મર ઢાળી રહ્યા છે. થોડા થોડા અંતરે મશાલચીઓ મશાલ લઈ ઉભા છે. સરદારોની બેઠક ગાડી તથા લંબગોળ તકીઆની છે. રેશમી કપડાંથી તે આચ્છાદિત થઇ છે. માલદેવ કિનખાબનો જરીયન ઝભ્ભો, માથાપર રત્નજડિત શિરપેચથી ઝગમગતી પાઘડી પહેરી કમ્મરે રત્નજડિત તલવાર લટકાવી પ્રવેશ કરે છે. તે સિંહાસન પર બેસે ના બેસે એટલામાં હમીરસિંહ આવી ગર્જના કરી ઉઠે છે. દરબાર ગઢથી દૂર હમીરસિંહની જયઘોષણા થાય છે.

**હમીરસિંહ**—( સૈનિકો સાથે ધસી આવી ) માલદેવજી દરબારતો અમે બહુ જોયા છે. અમારે ત્યાં ભીલોનાં છોકરાં છે તે રોજ દરબાર ભરે છે. અમને કંઈ તમારી સાહ્યબી જોવા તમે નિમંત્ર્યા નથી. એતો, અમે નગરમાં પેઠા ત્યારથીજ જોઈ લીધી છે; મેવાડના સૂબા થયા એટલે રાણાની પાત્રતા આવતી નથી. રાજધર્મના માર્ગ તો બહુ વિકટ છે. અસ્તુ, અમે શ્રીફળ સ્વીકારી તમારા નિમંત્રણથી કન્યાનું પાણિગ્રહણ કરવા આવ્યા છીએ. આ દરબારને બરખાસ્ત કરો અને લગ્નમંડપની રચના હજી સુધી ના કરી હોય તો કરી નાખો. વિલંબ થતાં તમારી આંખ આગળ લોહીનાં રંગમંડપ પૂરશું, ગઢમાં લોહીની નદી વહેવડાવીશું. ગઢ બહાર મારી ભીલ સેના ગઢ ઉપર આક્રમણ કરવા તલપાપડ થઈ રહી છે. બાપા રાવળ અને સમરસિંહના વંશજની, લક્ષ્મણસિંહના પ્રપૌત્રની, અરિસિંહના જાયાની, શિશોદીયા કુળના કુમારની આવી ઠેકડી કરનાર આજ સુધી તો કોઈ જન્મ્યો નથી અને જન્મે તે જીવવાનો નથી.

**માલદેવ**—મહારાજ શાંતિ રાખી......

**હમીરસિંહ**—એના પાઠ ભણવા નથી આવ્યા. તે તો ક્યારની ખૂટી ગઈ છે. જીવમાં જીવ છે, હાથમાં તાકાત છે, અમારી તલવારના પાણી ઓસર્યાં નથી ત્યાં સુધી તો અમારી આવી મજાક કરનારને ચાંચડની માફક ચોળી નાંખ્યા પહેલાં એક પળ પણ વિરમશું નહિ. જોઈએ તો સુલેહ સંપથી તમારી કન્યાનું પાણિગ્રહણ કરાવો. રાજીખુશીથી નહીં આપો તો જબરાઈથી અપહરણ કરતાં વાર નહીં લાગે. કિલ્લાને ઓથે ભરાઈ બેઠા છો તેથી ભરમાશો મા, દિલ્હીના સુલતાનના પ્રતિનિધિ છો એમ જાણી ફૂલાશો મા, પરતંત્રતાની બેડીમાં જકડાયા છો ત્યાંસુધી પ્રમાદમાં તણાશો મા. આ સ્વતંત્રતાની ભૂમિમાં તમારે માટે સ્થાન નથી. જેના વાતાવરણની કણેકણમાં સ્વતંત્રતા ઓતપ્રોત થઈ રહી છે ત્યાં તમારા જેવા કાપુરુષનું કામ નથી.

(ધૈર્ય ધરી અત્યાર સુધી ઉભા રહેલા અધીર ભીલ સૈનિકો હમીરસિંહનું વેણ પડતાંજ નિમિષ માત્રમાં જમણા હાથમાં તલવાર ચમકાવી

ડાબા હાથ વડે ભાલો ઉગામી માલદેવના સિંહાસન તેમજ એમના સરદારોની આસપાસ ઘેરાઈ વળે છે. હમીરસિંહ અને રણુભા સિંહાસન સામે ધસી જાય છે. વિદ્યુતની માફક ઝબૂકતી તલવારના તેજ આગળ માલદેવના દરબારનું તેજ ઝાંખુ પડે છે.)

**હમીરસિંહ**—માલદેવ ઉઠો. શ્રીફળનો અંગીકાર કંઈ રમત માટે કર્યો નથી. શ્રીફળ મોકલ્યું એટલે સસરા થવાતું નથી. તમારી કન્યા સાથે હસ્તમેળાપ કરાવો. વિવેકથી નહીં ઉઠો તો તમારૂં કાંડુ પકડી પૃથ્વી પર પટકી નાંખશું.

**માલદેવ**—(ધ્રુજતો ધ્રુજતો સિંહાસન પરથી નીચે ઉતરી ગાંગાતલ્લાં મારતો) હમીરસિંહજી આપની વીરતાની કસોટી કરવામાં હું ભૂલ્યો. મારો અપરાધ ક્ષમા કરો. માલદેવની કુંવરી આજેજ આપની જોડે વરશે. (માલદેવના સભાસદો ચકિત થાય છે. હરિસિંહ દાંત કચકચાવી હાથ પછાડે છે.)

**હમીરસિંહ**—(તે જોઇને) માલદેવ, કસોટી કરવામાં આટલેથીજ અટકો તો બહુ ઉત્તમ.

**માલદેવ**—(લંબાણુ ન થાય તે હેતુથી) આપ ભવનમાં પધારો સર્વ સામગ્રી પલકવારમાં થઈ જશે.

**હમીરસિંહ**—તો ભલે, અમે જઈશું. આ ભવન આસપાસ અમારો પહેરો રહેશે, તમારા સૈનિકોને દૂર કરો. જરાપણુ દગો રમાતાં એકપણુ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના કે શ્વાસ લીધા વિના આપનું ધડ અને શીશ જુદાં થઈ પૃથ્વીપર ઢળશે. તમારા સરદારોના શસ્ત્ર અમારે હવાલે કરો.

**માલદેવ**—(પોતાના સરદારોને) શસ્ત્ર મૂકી દો.

(મૃત્યુ સમીપ હોવાથી માલદેવના સરદારો આયુધો કચવાતે મને ઉતારી આપે છે, તે હમીરસિંહના સૈનિકો ઉપાડી લે છે. હમીરસિંહ તથા એના સરદારો તલવાર ચમકાવતા જાય છે.)

**માલદેવ**—( હતાશ થઈ જોઈ રહી ગુસ્સાથી ) બસ એમજ આ પ્રસંગથી બચવાનો બીજો આરોજ નથી. (ગુસ્સાના આવેશમાં આવેલા સભાસદો કંઈ કનવાર કરતા નથી એટલે)

**હરિસિંહ**—( માલદેવજી પાસે જઈ ) પિતાજી......

**માલદેવ**—ચુપ કર. હું અસ્વસ્થ છું. મારે તમારા કોઇની સલાહનું કામ નથી. જે થાય તે મુંગો મુંગો જોયા કર.

( માલદેવ હરિસિંહનો હાથ તરછોડી ચાલ્યો જાય છે. )

**હરિસિંહ**—ભાઇઓ, બાપુએ ગંભીર ભૂલ કરી. વનવીરે ચોકખી ના પાડી હતી. પણ બાપુને તે રુચ્યું નહીં. તમે પધારો. આપ લોકોને બાપુએ આ કઢંગી સ્થિતિમાં મૂકયા તે માટે હું ક્ષમા માંગુ છું. હું જઈ બાપુને સમજાવું છું. એમનો વિચાર હજી ફેરવાય તો સારૂં. એમને સમજાવી હમીરસિંહને શાંત કરવા માથે લઉં.

( સભાજનો એક પણ શબ્દ બોલ્યા વિના અકળાઈને ચાલ્યા જાય છે. હરિસિંહ મહેલમાં જાય છે. )

**બ્રહ્મભટ્ટ**—( બધા ગયા તેની પૂરી ખાત્રી કરી લઇ ) એક શ્રીફળ માટે આટઆટલી સમશેર ખેંચવી પડે ! હું તો આ બધી સમશેરો જોઈ ડરીજ ગયો બાકી હમીરસિંહને હું એકલોજ મહાત કરી શકતે. એમને ખબર છે કે સેવકે કેટલાં શ્રીફળ હાથમાં લીધાં હશે છતાં કુંવારોજ છું અને જીવ જરાય તલપાપડ નથી થતો. અરે કેટલીય કન્યાઓના હાથ પકડી " ભાઈ, બહેનનો હાથ પકડો " એમ મોકળે મને કહ્યું હશે. શમ, દમ, તપ એતો અમારી પવિત્ર ફરજ. શ્રી મનુ મહારાજે નક્કી કરેલું.

## પ્રવેશ ૧૦

**સ્થળ:**—અંત:પુર, ચિતોડ.

**પાત્ર**—માલદેવ અને હંસા પાછળથી બ્રહ્મભટ્ટ.

માલદેવ દરબારી પોષાકમાં, હંસા સાદું સફેદ વસ્ત્ર પહેરી માલદેવના નિવાસમાં જઈ અંતપુરમાં પાછી ફરે છે, અને હિંડોળા પર બેસે છે. બ્રહ્મભટ્ટે એમો ચાલુ પોષાક પહેર્યો છે. જાતજાતનાં વાજીંત્રો હંસાના અંત:પુરમાં છે.

**હંસા**—બાપુ, હું આપનેજ ખોળતી હતી. વનવીરભાઇને કારાગૃહમાં કેમ મોકલ્યા! ભાભી બહુ રોષે ભરાયાં છે. મને પણ ભાઈ વગર ગમતું નથી.

**માલદેવ**—ટુંક સમયમાં એને પાછો ભવનમાં બોલાવી લઈશું. હંસા, મારી એક યાચના છે, તું મારૂં કહ્યું કરીશ?

**હંસા**—પિતાજી આ શંકાનું કંઈ કારણ? આપનો આજસુધી કયો બોલ ઉથાપ્યો છે કે આ પ્રશ્ન કરવો પડે છે? મને પણ કારાગૃહમાં મોકલવી છે? ઘણુંજ ઉત્તમ. ભાઇને એકલા કેમ ગમતું હશે. બે જણ સાથે હોઈશું તો સમય ઝટ પસાર થઇ જશે.

**માલદેવ**—તને કારાગૃહમાં નથી મોકલવી. તારૂં બીજુંજ કામ છે.

**હંસા**—શું?

**માલદેવ**—બે દિવસ સુધી તારે મારા નિવાસમાં વાસ કરવો, કોઇને મળવું નહીં, કોઈ જોડે બોલવું નહીં, માત્ર મૌન રાખવું.

**હંસા**—ઓહો! એમાં શું? ખરૂં છે કે મારા જેવી બોલકણીને તે વસમું લાગે પણ તેમાં શું થયું? સંગીતના અપવાસ વધારે ભારે પડશે. પણ કંઈ નહીં. સ્ત્રી એટલે વ્રતપાલનની મૂર્તિ.

**માલદેવ**—મારા નિવાસમાં જા. તારો ખાવાપીવાનો બંદોબસ્ત ત્યાંજ થઈ જશે હું તને કહેણુ મોકલું તો તેનો મૂંગે મોંઢે અમલ કરવો.

**હંસા**—બહુ સારૂં. કારાગૃહ કરતાં તો ઉત્તમ ત્યાંતો સુરજનું અજવાળુંજ જોવાનું નહીં. અને બોલનાર કોઈ હોય નહીં એટલે મૌનજ સેવવું પડેને. છૂટથી હરૂંફરૂં તેમાં તો વાંધો નથીને?

**માલદેવ**—ના.

**હંસા**—(હસતાં હસતાં) અબોલા ક્યારથી પાળવા? વીણા તો વગાડી શકું કેની?

**માલદેવ**—હા. અબોલા નિવાસમાં પગ મૂકે ત્યારથી ના.

(માલદેવ તેને દ્વાર ખોલી આપે છે. હંસા જાય છે. માલદેવ દ્વાર બંધ કરે છે. માલદેવ એકલો પડે છે.)

(વિચારી)—આ જગતના છળ પ્રપંચથી વિમુખ મારી આ ભોળીને ખબર નથી કે પિતા પર શી આફત આવી પડી છે, અને મારે હોલામાંથી નીકળી ચુલામાં હોમાવવું પડે છે. હવે પેલા રાજગોરને બોલાવી મંગાવું. બિચારો, વનવીર વગર ક્યાંયે ચરતો હશે! (અનુચરને બોલાવવા તાળી પાડે છે તે આવી આજ્ઞાની રાહ જુએ છે.)

**માલદેવ**—બ્રહ્મભટ્ટને ત્વરાથી બોલાવી લાવ. બહુ અગત્યનું કામ છે. ટાળટપ્પામાં પડયો પડયો વિલંબ ના કરે. (અનુચર જાય છે.)

અનુચર પાછો આવી—બાપુને ઘણી ખમા, મહારાજ આ તરફજ આવે છે.

**માલદેવ**—આવવા દે.

**બ્રહ્મભટ્ટ** (આવીને)—બાપુનો જય થાઓ. સેવકને કેમ સંભાર્યો?

**માલદેવ**—બ્રહ્મભટ્ટ મારે એક દુર્ઘટ પ્રસંગ આવી પડયો છે, તેને પાછો વાળવો છે.

**બ્રહ્મભટ્ટ**—દુર્ઘટ પ્રસંગને પાછો વળતાં નથી આવડતું અને શુભ પ્રસંગ હોય તે ઠેલાય તે પરવડતું નથી. છુટા ઘીના મોદક હોય તેનો ભૂકો કરી પાછા વાળતાં આવડે છે. હાથને થંડક રહે છે અને મોદકમાં ઘી જેમ વધારે સમાવાય તેમ મોંમાં અમી ઝરે છે.

**માલદેવ**—મને અનુકુલ થાઓ તો તેની પણ નીરાંત કરી આપીશ. તને ગુરુદક્ષિણામાં એક ગામ આપીશ.

**બ્રહ્મભટ્ટ**—વાહ, આ તો મનુષ્ય માત્ર લલચાય એવી વાત. બ્રાહ્મણના તો પછી ભારજ શા? મારી તો ભવની ભીડ ભાંગે. બાકી ગામના ધણી થવાના કોડ નથી. આ બ્રહ્મભટ્ટને તો લાડુ વગર ગાડું ગબડે નહીં. કેમકે મારી તો માન્યતા છે કે સૂર્યનારાયણ પૃથ્વીના અસંખ્ય જીવોને જીવાડે છે તેથી નહીં, પણ ગોળ છે માટે સૌ કોઈ એને પૂજે છે. બાપુ, કહો શી આજ્ઞા છે?

**માલદેવ**—કોલ આપે તો કહું.

**બ્રહ્મભટ્ટ** (ભાર મૂકીને)—એમ? ક્ષમા મહારાજ. એક તો કોલ આપી કારાગૃહમાં ગયો, બીજો વચનથી બંધાઈ પોતાના મિત્રને ત્યાં મૂકી આવ્યો. હવે મારો વારો. કોઈને શૂળીએ ચઢાવવો હશે. આપણે કોલ આપીએ એમ નથી અને સેવકને ગામ જોઈતું પણ નથી. તમારા રજપૂતો ભલા તે આવા કોલ આપે અને તે પાળી જાતે દુઃખી થાય, રૈયતને દુઃખી કરે અને માતૃભૂમિને પરતંત્રતાની ઝૂંસરીમાં નાખે. મારા જેવો બ્રાહ્મણ મંત્રી મળ્યો હોય તો એ કોલ ને ગોળ જે હોય તેને મારા ગજવામાં ગોળા વાળી મૂકી દઉં, મોટા ચમ્મરબંધને એકવાર સમજાવી દઉં કે બ્રાહ્મણ કોઈ મળ્યો હતો. બાપુ, બ્રાહ્મણે ગૃહ ગામ નથી મૂક્યાં. હજી ભારતનું પુણ્ય પરવાર્યું નથી.

**માલદેવ**—તારી ઇચ્છા હશે તો તને મંત્રીપદ આપીશ પણ તું મારૂં કામ કરવા નાજ પાડશે તો મારે એ કામ બીજાને સુપ્રત કરવું પડશે.

**બ્રહ્મભટ્ટ**—મારે મંત્રીપદ નથી જોઈતું. મારો કોઈ ભાઈ જાગીરદાર બને, તો તેની મને ઇર્ષા નહીં આવે. આપણે માન પાનનાં ભૂખ્યાં નથી.

**માલદેવ**—કોલ ન આપે તો ભલે પણ તને જે વાત કહું તે તો પેટમાં રાખશે કેની?

**બ્રહ્મભટ્ટ**—જોવા દો, (પેટ ઉપર હાથ ફેરવીને) જગ્યા છે? થોડીક છે. હાજી.

**માલદેવ**—હમીરસિંહને કન્યા વરાવવી છે.

**બ્રહ્મભટ્ટ**—એ કામ મારૂં નહીં. દરબારમાં આવી તોફાન મચાવ્યું તેમ માંહ્યરાંમાં પટા ફેરવવા માંડે તો સેવકનો ખુરદોજ થઈ જાય. પછી જાગીર ભોગવનારૂં કોણ? હજી તો હું કુંવારો છું. બાપુ જાતે પરણવાના કોડ છે તેટલા બીજા કોઈને પરણાવવાના નથી.

**માલદેવ**—તારા લગ્નનું ચોકઠું બેસાડી આપીશ. તેનો બધો ખર્ચ હું આપીશ.

**બ્રહ્મભટ્ટ**—ચોકઠું નથી બેસાડવું. આદર્શજીવન ગાળે, મારી આંતરડી ઠારે એવું રત્ન લાવવું છે. હમીરસિંહજી જોડે પણ કોઈનું ચોકઠુંજ બેસા-

ડવા માગતા હો તો હું સંમત નથી. મારું બ્રાહ્મણપણું એટલે સુધી નષ્ટ નથી થઈ ગયું કે લોભને વશ થઈ લાકડે માકડું વળગાડવામાં સાધન ભૂત થાઉં. રાજપૂતો એવાં ચોકઠાં બેસાડે, બ્રાહ્મણો તેમાં સંમતિ આપે પછી સમાજના પતનમાં બાકી શું રહેશે? ચારિત્ર્યના વાખાને લીધે તો મહેમાનો ઘર ખાલી બેઠા છે. મારું કહ્યું માની વનવીરને.........

**માલદેવ**—તારું ટાયલું સાંભળવાની મને ફૂરસદ નથી. વનવીરે ભંભેરીને ભૂત કર્યો હશે. મને જોઈએ તેટલા બ્રાહ્મણ મળી રહેશે.

**બ્રહ્મભટ્ટ** (હસીને)—હં! એકલા બ્રાહ્મણ મળી આવશે જોઈએ તો કન્યાનો બાપ થનાર નીકળશે, કોઈ મા થશે. કુમુહૂર્ત હશે તો તેને મારી મચડીને શુભ મુહૂર્તમાં ફેરવનાર જોશી મળશે. જાનૈયા જોઈએ તો મળશે. પૈસા હશે તો બધુંય મળશે.

**માલદેવ**—તું કેમ આ તરફ આવતો હતો?

**બ્રહ્મભટ્ટ**—આટલે વખતે સાંભર્યું? બાપુ, વનવીરને કારાગૃહમાં મળવાનો પરવાનો જોઈએ છે.

**માલદેવ**—ઠીક, બે દિવસ એને મળ્યો નહીં એટલે અપવાસ પડયો.

**બ્રહ્મભટ્ટ**—હા બાપુ.

**માલદેવ**—એ તો સ્ત્રીઓનાં શસ્ત્ર. જરા મન ગમતું ના થાય એટલે ભૂખ્યાં રહે.

**બ્રહ્મભટ**—બાપુ મને કયાં ઉશ્કેરો છો? તમે તો મરદના ઘા કર્યા હશે! મારા મિત્રે શો ગુન્હો કર્યો?

**માલદેવ**—તારી તો જીભજ બહુ લાંબી છે. પરવાનો કાલે લઈ જજે.

(માલદેવ જાય છે.)

**બ્રહ્મભટ્ટ**—ભગવાન! રાજાઓ સ્વયંવરના આદર્શો જો વિસારે મૂકશે ત્યાં પ્રજાજન શું નહીં કરે? લાવ ભાનુબહેનને મળી હકીકત તો નિવેદન કરૂં.

# પ્રવેશ ૧૧

**સ્થળ:**—વનવીરનો નિવાસ.

**પાત્ર:**—ભાનુમતી, મેના અને મધુરી અને પાછળથી બ્રહ્મભટ્ટ.

ભાનુમતી અલંકાર ત્યજી સાદા વસ્ત્રમાં, થનથનાટ કરતી મધુરી રૂપેરી પટાનો ગુલાબી સાળુ, બહાર દેખાય એવી રીતે ઘાઘરા ચણીઓ પહેરી આવે છે, મેના અને બ્રહ્મભટ્ટ એમના રોજંદા પોષાકમાં છે.

**મધુરી**—ભાનુબહેન, મન સાથે શો વિનોદ કરો છો? આભૂષણો ત્યજ્યાં છતાં તમે તો હસતાં ને હસતાં. સમજી, વનવીરસિંહજીની માળા જપતા હશો તેથી પ્રફુલ્લ દેખાઓ છો?

**ભાનુ**—મન પ્રસન્ન હોય તોજ માળા ફળે. જેનાં ઘરમાં આભૂષણો ના હોય તે તો રોજ રોયાંજ કરતાં હશે.

**મધુરી**—લો મેનાબાઈ આવ્યાં. એ પણ ભટ્ટજીને મંદિરે દર્શન કરી આવ્યા હોય એમ લાગે છે.

**મેના**—અમારી ઈર્ષ્યા શું કરવા કરે છે? બિનાસ નદીને કિનારે બેડું લઈને રોજ જાય છે તે તું કોઈનું ચંદન કરે છે કેની!

**મધુરી**—(મેનાને વહાલથી એક લપડાક લગાવી) બહુ બોલી જરા મૂંગી મર.

**ભાનુ**—તમારા વિનોદમાં હું કંઈ સમજી નહીં.

**મેના**—શા વિચારમાં પડ્યા છો તે તો કહો. જાણે રાજ્ય લેવું હોય એમ તમારા મોં પરથી લાગે છે.

**ભાનુ**—રાજપાટ તો જવાના ભણકારા વાગે છે. પગ તળે લાહ્ય લાગી છે તેનો વિચાર કરૂં છું. બાકી રજપૂતાણીઓએ રાજ્યરંગમાં પણ ભાગ ભજવ્યા છે, એટલે રાજ્ય લેવાના વિચારને પણ અવકાશ તો છેજ.

**મધુરી**—એકલાં છો છતાં આવા વિચાર તો તમનેજ આવે.

**ભાનુ**—ભારતની સાધ્વીઓ અલ્પકાળના ભોગવિલાસની પરવા ના કરતાં આવી વિટંબણાઓને મંગળસૂચક ગણી વધાવી લેશે ત્યારેજ આ ભૂમિના ઉદ્ધાર થશે.

**મધુરી**—આપે આભૂષણો તેથી કાઢી નાંખ્યા છે ?

**ભાનુ**—( એ વાતનો ઉત્તર ન આપતાં ) મેના, નદીના ચંદનની વાત તેં મને ના કહી.

**મેના**—( મધુરી મેનાના મોંએ હાથ મૂકવા જાય છે તે ખસેડી નાંખી ) એ તો જુઓને ભાનુબહેન, આપણી રોજ મશ્કરી મધુરી કરતી હતી તે મારા સપાટામાં પૂરી આવી છે. બિનાસના ઓવારા પર એક ગોરા ગબરૂ જેવા પુરોહિત બેસે છે, જોઈએ તેટલા બ્રાહ્મણો બેઠા હોય પણ મધુરીબહેન ત્યાંથી ચંદન ટીલું કરે છે ત્યારેજ એમને કળ વળે છે. પુરોહિત પણ પરમાર્થી છે, એમનો પૈ પૈસો લેતા નથી. આભૂષણ મળે એવું છે એટલે મધુરીના જીવને કલેશ નહીં થાય. [મધુરી શરમાઈ જાય છે.]

**ભાનુ** ( હસીને )—ઠીક એકને મંદિર ફળ્યું તો બીજાને નદીનો ઓવારો ફળશે.

**મેના**—નદીનો ઓવારો એટલે આબોહવા સાવ ખુલ્લી.

**મધુરી**—મંદિરની તદ્દન નિર્મળ. ભક્તિની કેની !

**ભાનુ**—તમે નવરાં છો તે બધા ચાળા સુઝે છે. હંસાબહેન ક્યાં જતાં રહ્યાં ? ક્યારની એમને ખોળું છું. બાપુને મળી એમણે શું કર્યું ?

**મેના**—એમના નિવાસમાં જઈ આવી ત્યાં તો નથી.

**બ્રહ્મભટ્ટ** (એકાએક આવીને)—બાળી મારે તમારૂં કામ છે.

**મધુરી**—( મધુરી જવા માંડે છે, મેનાને ધસડી ) ચબાવલી, ચલ, ઘેર જશે ત્યાં તને બધુંએ કહેશે. મારાથી ખાનગી છે, તારાથી કંઈ હોય ?

(મેના બ્રહ્મભટ્ટને તીરછી નઝરથી નિહાળે છે]

**બ્રહ્મભટ્ટ**—પધારો, પધારો, આ મહેલની હવા હમણાં બગડી ગઈ છે. પ્રણયવિચાર માટે હમણાં અવકાશ નથી. લડાઈના દુંદુભિ વાગી રહ્યાં હોય ત્યાં પ્રેમગોષ્ઠિમાં તલ્લીન થતાં ધડને શીશ જુદાં થાય ત્યાંસુધી અંધારામાં રહીએ.

**મધુરી**—(જતાં જતાં) ત્યારેજ પ્રેમને આંધળો કહ્યો છે ને !

( મેના અને મધુરી જાય છે. )

**ભાનુ**—બ્રહ્મભટ્ટ શું નવીન છે ?

**બ્રહ્મભટ્ટ**—બાપુને મળ્યો તે પરથી એટલું તો સમજાયું કે લગ્નવિધિ તો આજેજ ગુપ્ત રીતે થઈ જવાની. સરદારોને કોઈને નિમંત્રણ નથી. તેઓ પણ દરબારમાં તેમની અવદશા થઈ તે વિસર્યા નથી. મને ગોરપદું કરવા કહ્યું પણ મેં તો ચોકખી ના પરખાવી.

**ભાનુ**—બ્રહ્મભટ્ટ ભૂલ્યા. લટી જવું હતું. તમે એમની બાજી ઉંધી વાળી શકતે. હશે. આ વાત ત્વરાથી નાથને નિવેદન કરૂં. રણધીરસિંહને લીધે ફાવટ આવી ગઈ છે. ભાણું આપવા જવાનું મને સોંપ્યું છે એટલે પુરુષ વેશમાં જાઉં છું. તમે જોશીનો વેષ—

[ વાક્ય પુરૂં થતું નથી. પડદા પાછળ કોઈ મૂર્ચ્છા ખાઈ પડે છે, મોટો ધબાકો થાય છે, કોઈની કારમી ચીસ સંભળાય છે. રાજવૈદ્દને બોલાવો એમ કોલાહલ મચી રહે છે. ]

**ભાનુ**—ગજબ થયો. આ રણયજ્ઞમાં નિર્દોષ હંસાબહેનની આહુતિ ! જાણે બ્રહ્માંડ તુટી પડયું. ઓ નાથ ! ( બ્રહ્મભટ્ટ સ્ટબ્ધ થઈ પૃથ્વી ખોતરે છે, નીચું જોઇ રહે છે. )

**બ્રહ્મભટ્ટ**—ભારે થઈ મારી તો બુદ્ધિ બહેર મારી ગઈ.

**ભાનુ**—બ્રહ્મભટ્ટ, કારાગૃહમાં ખબર પહોંચાડો. મારામાં હોય નથી. ( બેસી જાય છે, પાછી ઉભી થઈ જઈ) "અરે નૃપતિઓ ! આર્યાવર્તની સ્ત્રીઓના ગૌરવને તમે જ્યારે આમ બળ જબરીથી હલકું પાડી નાંખશો ત્યારે અમારા અધઃપાતમાં શું બાકી રહેશે ? પુરૂષો તમે અનેક વાર પરણો રમણીઓના ગંભારથી તમારા રંગ મહેલને ભરી નાંખો, અમે તેની પરવા કરી નથી, પણ અમારાં ચારિત્ર્યનો અમારી મરજી વિરૂદ્ધ ભંગ કરવા કરતાં અમને મારી કયાં નથી નાંખતા ? અરે ભગવાન ! શું રાજ્ય, લક્ષ્મી, વિલાસના પૂજારીઓને કોઈ જાતની મર્યાદાજ નહીં !

**બ્રહ્મભટ્ટ**—ભાભી, આ ઉભરા અત્યારે અસ્થાને છે. મારામાં ભાઈ પાસે એકલા જવાના રામ નથી. એમને આટલા માટેજ કારાગૃહમાં મોકલ્યા હશે. હું કહીશ તો તેઓ માનશેજ નહીં. શ્રીફળની વાત કરી

ત્યારે તો માંડ માંડ મરતો બચ્યો; પણ હવે અડફટમાં આવું તો મારૂં કાટલુંજ કાઢી નાંખે. પરવાનો તો બાપુ કાલે આપવાના છે.

**ભાનુ**—ચલો હું આવું છું. તમે જોશી બની જાઓ, કદાચ જરૂર પડે. રજપૂતો આમ કર્તવ્યવિમુખ થાય એટલે અમારે પ્રાણાંતે પણ કર્તવ્યપરાયણ થયેજ છૂટકો.

**બ્રહ્મભટ્ટ**—તો આ બ્રાહ્મણ પણ એમાં તમારી જોડેજ રહેવાનો.

## પ્રવેશ ૧૨

**સ્થળ**—હમીરસિંહનો ઉતારો.

**પાત્ર**—હમીરસિંહ અને રાયમલ્લ.

**હમીર**—રાયમલ્લજી કંઈ જબરૂં કૌતુક થયું. માલદેવે પોતાની જાત જણાવવામાં બાકી ના રાખી. લગ્નમંડપ પણ કેવી જાતનો હતો. લગ્નવિધિ પણ તાબડતોબ કરી નાંખ્યો. કન્યાની પ્રકૃતિ ઠીક નથી એમ કહી છેવટની ઘડીએ તેને લાવી પધરાવી દીધી. મંગળફેરા પૂરા ફર્યા ના ફર્યા ને તે બેભાન થઈ ધરણીએ પડી.

**રાયમલ્લ**—અન્નદાતા, માલદેવ આવા પ્રપંચી હશે એમ સ્વપ્ને પણ નહોતું.

**હમીર**—રાયમલ્લ, હવે લટીજ જવું. આપણે પણ પ્રપંચનીજ ગત રમવીજ પડશે. આવેશમાં આવી જવામાં સાર નથી. આપણું અપમાન થયું છે તેની નોબત આપણે વગાડવી નથી. લગ્નની કોઈ પણ જાતની તૈયારી નથી એમ તમે સમાચાર કહ્યા ત્યારે પાછા ફરવાનો વિચાર થયો હતો પણ તે ઝાઝો વખત ટકી શક્યો નહીં. રજપૂત એમ વીલે મોંએ પાછો ફરે એ કલ્પના પણ સહન થઈ શકી નહીં ને હું દરબારમાં તમને બધાને લઈ ધસી ગયો. પરિણામ આ આવ્યું. હવે તો વિરમેજ છૂટકો. કેલવાડાની નવી રચના કરશું. માલદેવને કહેવડાવી દો કે "અમ કાલે સૂર્યોદય પહેલાં ગમન કરશું માટે રાજકન્યાને અત્યારેજ વળાવી દે. તમે જાતેજ જાઓ અને એમને જરૂર કહેજો કે તમારી પરોણાગત માટે હમીરસિંહ આભારી છે અને તે કોઇ દિવસ ભૂલવાના નથી. મને વળાવવા આવવાની તસ્દી ના લે." રાયમલ્લ, મારે એમનો પડછાયો પણ જોઈતો નથી; મારે એમના તરફથી પહેરામણી પણ લેવી નથી.

# પ્રવેશ ૧૩

**સ્થળ:**—કારાગૃહ.

**પાત્ર:**—ભાનુમતી અને વનવીર, બ્રહ્મભટ્ટ અને પહેરેગીર.

ભાનુમતી પુરુષ વેષમાં હાથમાં ભાણું લઈને આવે છે. બ્રહ્મભટ્ટ જોશી પહેરેગીરનો હાથ જોતા બેઠા છે. માથે બેસમાં લોકોની જન્મોત્રી ખોસી છે. પહેરેગીર ભાલો પૃથ્વી પર મૂકી નીરાંતે બેઠો છે.

**વનવીર** (ભાનુના મોં સામે જોઇને)—પ્રિયે! આટલી બધી ઉદાસ કેમ? શું થયું?

**ભાનુ**—વિચાર આવે છે ને ઢગલો થઈ જાઉં છું. (ભાણું મૂકી બેસી જાય છે.) નાથ, જીભ ઉપડી શકતી નથી.

**વનવીર**—ભાનુ, કારાગૃહના માત્ર બે દિવસના વસવાટથી મારા સ્વભાવમાં પરિવર્તન થઈ ગયું છે. મને તો અહીં છૂટ છે; પણ સાધારણ કેદીઓ કેમ જીવી શકતા હશે તે મને સમજાતું નથી. કહે શું થયું? હંસાનું વૈધવ્ય અને ભારતની પરતંત્રતા કરતા કોઈ પણ પ્રસંગ મને વિશેષ દુ:ખકર લાગતો નથી. (ભાનુમતી નીચું જોઈ બે હાથ કપાળે મૂકે છે. "ઓ ભગવાન" એમ એનાથી બોલી જવાય છે.)

**વનવીર**—આમ હીંમત શું હારી જાય છે? બોલતો ખરી! હમીરસિંહને કોઇએ ઝેર આપ્યું? કોઈ ભાયાતની કન્યા વેરે કે એકાદ દાસી જોડે એમની લગ્નગ્રંથિ થઈ?

**ભાનુ**—ના, મારા ભોળાનાથ ના. (ચક્કર આવે છે માથે હાથ મૂકે છે) હંસા બહેનને હમીરસિંહ વેરે......

**વનવીર**—(સિંહગર્જના કરતો ઉછળી) હેં! ને વનવીરની વીરાંગના તે જોઈ રહી. જીવતી જાગતી મને વધામણી કહેવા આવી. (ભાનુમતીની પાસે જઈ) એવું મન થાય છે કે તારો ટોટોજ પીસી નાંખુ. (તેનો હાથ તરછોડી ઉભો થઈ જાય છે)

**ભાનુ**—નાથ, હું તો બ્રહ્મભટ્ટને લઈ આ તરફ આવવાની તૈયારીમાં હતી. હંસાબહેનની કારમી ચીસ મને દૂરથી સંભળાઈ.

**વનવીર**—હરિસિંહ જીવે છે? હંસાએ આત્મ ઘાત નથી કર્યો?

**ભાનુ**—લગ્નવિધિ ગુપ્ત રીતે થઈ ગયો. હંસા બહેન મૂર્ચ્છા ખાઇ પૃથ્વી પર પડયાનો ધબકારો થયો અને હું આ તરફ દોડી આવી.

**વનવીર**—પરમાત્મન્. જ્યાં પિતાઓ લોભને ખાતર પોતાનાં સંતાનોનાં શિયળ વેચશે માતાઓ તે જાણી મૌન સેવશે અને ભાઇઓ બહેનોની આબરૂ જતી જોઇ આંખ આડા કાન કરશે ત્યાં વીરતાની ભૂમિનાં પુણ્યજ પરવાર્યાં એમ સમજવું. પેલું પહેરેગીર જોડે કોણ વાત કરે છે?

**ભાનુ**—બ્રહ્મભટ્ટ જોશી બની જોડે આવ્યા છે. પહેરેગીરની કુંડળી માંડે છે.

**વનવીર**—તો ઠીક. તારાં કપડાં મને આપી દે. હું જાઉં છું. હરિસિંહ જોઇએ તો સો વર્ષ જીવે ને દુનીઆની સલ્તનત ભોગવે, હંસા જગતમાં જીવવી અશક્ય છે. એ નાદાન છે, આપઘાત કરતાં એનો જીવ ચાલશે નહીં. હું એના પ્રાણ લઇશ અને તેમ કરી મારા દેહનો અંત આણીશ.

**ભાનુ**—નાથ ક્ષમા કરજો, બોલું?

**વનવીર**—સુખેથી જે કહેવું હોય તે કહે.

**ભાનુ**—થનાર......

**વનવીર**—સમજ્યો થઇ ગઇ ના થઇ. એમ કોઇ કહી શકે એમ નથી. ખરી વાત છે. પણ વનવીરની બહેન આ દશામાં જીવી શકે નહીં જગતને મોં બતાવી શકે નહીં. ભાનુ, જોજે, વનવીરની વીરાંગનાના આવા ઉદ્દગાર આ કાનને ફરીથી અપવિત્ર કરે નહીં.

**ભાનુ**—હું ભૂલી, ક્ષમા કરજો. આ શરીર પણ આપની પાછળ પંચત્વ પામશે.

**વનવીર**—એ દુઃખદ કાર્ય હું બ્રહ્મભટ્ટને સોંપીશ. મિત્રની મારા પ્રત્યેની છેલ્લી ફરજ. ભાનુ આજથી સૂર્યનો અસ્ત થયો. હવે સ્વર્ગમાં... ( વધુ બોલાતું નથી. )

**ભાનુ**—નાથ, વિજય કરો. (ભાનુનો હાથ હૈયાસરસો ચાંપી વનવીર જાય છે.)

**વનવીર**—(જતાં જતાં આડું મોં રાખી જોશીમહારાજને) મહારાજ શો જોષ જોયો? જરા મારે ઘેર ચાલો, મારા કુટુંબને હાથ બતાવવો છે.

**બ્રહ્મભટ્ટ**—(ઉઠતાં ઉઠતાં) આ બિચારાને કહ્યું કે તું ટુંક સમયમાં મરી જવાનો છે તે વાત એને ગળે ઉતરતી નથી.

## પ્રવેશ ૧૪

**સ્થળ:**—હમીરસિંહનો ચિતોડનો ઉતારો.

**પાત્ર:**—હંસા; પાછળથી હમીરસિંહ.

હંસા પીળું હળધરીઉં પોત પહેરી બેઠી છે. હમીરસિંહ સફેદ પાયજામો અને પહેરણ પહેર્યું છે; તેની બાંય બહુ લાંબી હોવાથી તેને વળ પાડી ચઢાવી છે. સુવાને માટે બે લાકડાના ખાટલા પડયા છે.

**હંસા** (સ્વગત)—જગતુના તાત, તને આ શું સુઝયું? હમીરસિંહને મારૂં કાળું મોં બતાવવા ઇચ્છા નહોતી એટલું સુખ પણ તું સાંખી શકયો નહીં. મારૂં જગતુમાં કોણુ છે? પિતા તે નામને નાલાયક, મા મરી ગઈ, એક ભાઈ આજ્ઞાંકિત અને બીજો ટેકવાળો. તે કારાગૃહમાં સડે છે. અમારા આદર્શ અમને મારે. બળજોરીથી કાપુરુષની માફક તેનાં બલિદાન! પિતાઓની ઉર્મીઓ ભાગી યાચના કરશે! પોતાની પુત્રીનું ચારિત્ર્ય રક્ષણ ના કરી શકે તે પ્રજાજનની વહુ બેટીની લાજ રાખશે, બઝારે કે રંગમહેલે લુંટાતાં શું પોત પાળશે! એમને મોતનો ડર હશે, હું કાલે પ્રાત:કાલે જગતુને બતાવીશ કે રજપૂતો ભલે નમાલા થઈ ગયા હશે એમની રમણીઓએ હજુ [illegible] ગુમાવ્યું નથી. ગુમાવેલાં રાજ્યપાટ તમે નહીં તો તમારો વંશજ પુનઃ પ્રાપ્ત કરી શકશે પણ આવા કલંક તો કાળે કરી વિસરાવવાના નથી. આવાં ચૌર્ય કાર્ય જાણી તમારી પ્રજા પણ કાયરતાને વરી કોઈની લાતો ખમશે, ધૂળ ચાટતી કરશો તોપણ ચું કે ચાં કરશે નહીં. આ ગુલામી મનોદશા માટે જેટલું બોલું તેટલું વ્યર્થ છે.

હમીરસિંહના ભવનની એક દાસી (આવી)-બા, જમવાનો સમય થયો છે.

( હંસા તેને ઇશારતથી સમજાવે છે કે એને જમવું નથી )

**દાસી** ( જતાં જતાં ) હાય ! હાય ! કુંવરીબા તો મૂંગા છે.

**હંસા**—સમય બહુ ટુંકો છે. રાણાશ્રી આવે તે પહેલાં તેમને માટે તૈયાર રાખેલો પત્ર મૂકી ઉંઘવાનો ઢોંગ કરી સુઇ જાઉં. લાવ ફરીથી વાંચી તો જોઉં.

કેશરીસુત રાણા હમીરસિંહ,

આ જીવનનો અંત લાવું તે પહેલાં મારો ઇતિહાસ તમને જણાવેજ છૂટકો. આજની રાત સુધી મૌન રાખવા હું વચનથી બંધાઈ છું. તમારી સાથે સંભાષણ કરી વીરની વાતાવરણને કલંકિત કરવા મને ઇચ્છા નથી. તમારી સામે પ્રબલ શત્રુ ઉભો કરવાની નેમથી એક વૃદ્ધ રાણા સાથે જુલ્મી પિતાએ મારૂં લગ્ન કર્યું. રાજ્યભવનની વિલાસની પુતળીઓમાં મારો–એકનો વિશેષ ઉમેરો થયો. રાજ્ય ભવનની વાતાવરણમાં કલહ અને અશાંતિનું મૂળ હું થાઉં તે જગત્કર્તાને ના રુચ્યું. હું સ્વતંત્ર થઈ, સંગીતમાં લીન થઈ. હોલામાંથી બચી તેટલું પણ જુલ્મીને ઓછું પડયું. મને વચનથી બાંધી ચુલામાં ઝંપલાવી. વધુ લંબાણ શા કામનું ? મારો હાથ ધ્રુજે છે, શરીર કંપી રહ્યું છે. મરતાં મરતાં એક યાચના કરૂં છું. મારા મૃત શરીરનો તમે તિરસ્કાર ના કરતા. જે મારાઓ કરતાં પણ નિર્દય નીવડયા તેને તેનો સ્પર્શ પણ કરવા ના દેતા. તમે વીર છો; અજાણપણે થયેલા મારા અપરાધને ક્ષમા ના કરો ? ઉભયને થયેલા અપમાનનું વૈર નહીં લો ? પ્રભુ તમારી સર્વે કામના પાર પાડો. હું છું,

આર્યાવર્તમાં જન્મેલી જુલ્મી પિતાની પુત્રી

( પત્ર ઉશીકા તળે મૂકે છે ને સુઈ જાય છે. હમીરસિંહ આવે છે ને તે જોઈ જરા અટકે છે.)

**હમીર** (સ્વગત)—આ શું કરે છે ? ઉશીકા તળે શું મૂક્યું ? મેં એને જોઈ છે એ જણાવવાની જરૂર નથી.

( હમીરસિંહ ઉંઘવાનો ડોળ કરી આવી બિછાનામાં પડે છે. )

# પ્રવેશ ૧૫

**સ્થળ:**—ચિતોડ, બ્રહ્મભટ્ટને મુકામે.

**પાત્ર:**—બ્રહ્મભટ્ટ અને વનવીર.

**બ્રહ્મભટ્ટ**—કાં મિત્ર, શા નિર્ણય પર આવી નીકળી પડ્યા છો ?

**વનવીર**—એકજ. હંસાનું મારે હાથે મોત અને તે પછી આ દેહનું આત્મબલિદાન.

**બ્રહ્મભટ્ટ**—આગળ પાછળનો બધો વિચાર કર્યો છે ?

**વનવીર**—વિચાર કરવા જેવું કંઈ છેજ નહિં. મૃત્યુથી ડરે તે કાયરો, તેને હોંસે વરે તે વીરલાઓ.

**બ્રહ્મભટ્ટ**—તો ભલે, આ સેવકની જીભને ટાંકા મારવાની પણ કોઈ કોઈ વાર જરૂર છે.

**વનવીર**—તું પણ કરડાકીમાં બોલે છે. મને તેની જરાયે પરવા નથી. તારૂં બ્રહ્મત્વ પણ પરવારી ગયું એમ લાગે છે.

**બ્રહ્મભટ્ટ**—મને બોલાવવામાં સાર નથી. રાજાઓનાં શાસન પરવારે પછી બ્રાહ્મણોનાં શાં ગજાં ?

**વનવીર**—આર્યાવર્તના રાજાઓ ભૂલ કરશે તો તેમનાં કુંવરો તે સુધારશે, તેમ નહીં થાય તો પ્રજાજન તેને શુદ્ધિમાં આણુશે એટલેથી નહીં સુધરશે તો રાજકુલનાં નિકંદન જશે. બ્રહ્મભટ્ટ, મધ્યરાતને હવે ઝાઝો સમય નથી. હું હંસાને ઉતારે જાઉં છું: તારે મારી સાથે આવવાનું છે. મારા અવસાન પછી આ શરીરને બે જણુજ સ્પર્શી શકે—બ્રહ્મભટ્ટ અને ભાનુ. દાસત્વ સેવી ચિતોડની જનતાનું પુરુષત્વ પરવારી ગયું છે.

**બ્રહ્મભટ્ટ**—જેવી બાપુની આજ્ઞા.

**(વનવીર ચાલવા માંડે છે, બ્રહ્મભટ્ટ મુંગે મોંએ તેની પાછળ ઘસડાય છે.)**

# પ્રવેશ ૧૬

**સ્થળઃ**—હમીરસિંહનો ચિતોડનો ઉતારો.
**પાત્રઃ**—હંસા અને હમીરસિંહ.

બિછાના પર હંસા જાગતી સુતી છે, હમીરસિંહ ઉંઘવાનો ઢોંગ કરી આડા પડ્યા છે, બાજુમાં તલવાર છે, પિત્તળની દીપદાનીમાંથી સાધારણ અજવાળું પડે છે.

**હંસા**—(હમીરસિંહના બિછાના પાસે જઇ તેની તલવાર ઉપાડી હાથમાં લઈ કછોટો મારી ધુંટણીએ પડે છે. અવાઝ થતાં હમીરસિંહ પાસું બદલે છે.) નાથના નાથ, તારા ચરણમાં મને લઇ લે. મારા અપરાધ ક્ષમા કર. એ પવિત્ર તલવાર, રજપૂતોને વરનાર, મારા નાથનું અર્ધાંગ, હું પણ તેની અર્ધાંગના વિધિથી બની છું તો તું મને ભેટી આ દેહને કૃતાર્થ કર. ( તલવારને વંદન કરી પોતાના શિર પર પ્રહાર કરવા ઉંચકે છે ત્યાં હમીરસિંહ ફલંગ મારી તેના હાથમાંથી તલવાર ઝુંટવી લઈ ગર્જના કરી ઉઠે છે. )—

સબૂર. માલદેવે રાજીખૂશીથી આપેલી મતા ઉપર મારા સિવાય હવે કોઈનો અધિકાર નથી. કયાં અપરાધનું ફળ ભોગવવા તું તત્પર થઈ છે તે હું જાણતો નથી છતાં તને સાફ સાફ જણાવી દઉં છું કે મારા માણસોને મારી આજ્ઞા વિના શિક્ષા થઈ શકતી નથી. મારા લક્ષ ઉપર તરાપ મારનાર કોઇ જન્મ્યું નથી. ( પત્ર ઉશીકાં તળેથી ખેંચી લઈ વાંચવા માંડે છે. પત્ર વાંચતાં ક્રોધથી લાલ પીળો થઇ જાય છે. )

હિચકારા, બાયલા, તેં તો રાજપૂતાઇને રડાવી. સ્ત્રીઓનાં શીયળ ખાતર તો રજપૂતોએ પ્રાણ પાથર્યા, સ્ત્રીઓએ જૌહર કર્યાં, આર્યાવર્તનો દેહ ટકાવ્યો. શ્રીફળ સામું મોકલ્યું તે મેવાડના રાજવીની બે આંખમાં ધૂળ નાંખવા માટે !

હંસા—મહારાજ, આ છાંડેલું શરીર..........

**હમીર**—એ શરીરનો વાંકો વાળ પણ ન થવા દઉં. વીર રમણી, જે થયું તે સારૂંજ થયું. ચિતોડની સ્વર્ગીય ભૂમિમાં આવા રાજગુણવિહોણો

કાયર, દગાખોરની સત્તા માટે અવકાશ નથી એમ જગત્કર્તાએ નિર્માણ કર્યું છે. નિર્દોષનાં આમ બલિદાન! ચિંતા નહીં, પુનર્જન્મ થયો હવે મારા વૈરભાવનો. રૂના ગાભાની પુણી પર માથું મૂકી એને રાજરમતો રમવી છે; આ વીરભૂમિને કાયરતાથી રંગવી છે, યુવકોનાં જીવનો વેડફી નાંખવા છે. કાયરતાના કલપ પ્રમાદમાંજ વિરમે. જેને પાંદડે પાંદડે, રજે રજે વીરતાના મહોર મહોરે છે તેને ધુમસનાં વાદળાં વરસાવી એને ખરવા દેવા છે. મને તો તે ફળફૂલથી ફાલી જગતને ચકિત કરે એવી વાગ્છના છે. કુંવરી તમારૂં નામ?

**હંસા**—હંસાકુમારી.

**હમીર**—તમારો મેં હાથ પકડયો, હું તે પાછો નહીં ઠેલું.

**હંસા**—મારે ખાતર તમે શું કામ કલંક વહોરો છો? જગત્......

**હમીર**—(તેને બોલતી અટકાવી) જખ મારે છે. પરમાત્માના દરબારમાં હું કે તું ગુનેહગાર ઠરતા નથી. હંસા, માનવદેહ એટલે પરમાર્થયાત્રા, ઇતર પ્રાણીઓ કરતાં એમાંજ એની શ્રેષ્ઠતા. રજપૂતાઈ એટલે સ્વાતંત્ર્ય. આપણા ઉભયનું અપમાન થયું છે તો ચિતોડના પુનરુદ્ધારના કાર્યમાં પુરુષ અને પ્રકૃતિ, આપણે બન્ને, એકજ માળાના પંખી યુગલ. જોડે ઉડશું, સાથેજ મરશું તો મારા એ પ્રયત્નમાં તું ભાગીદાર થા.

**હંસા**—નાથ, તમારો ક્ષમાશીલ સ્વભાવ, તમારી ઉદાર ભાવના જાણી હું વિસ્મિત થાઉં છું. ચિતોડના અભ્યુદયના દરેક કાર્યમાં મારા પ્રાણ હું સહર્ષ સમર્પણ કરીશ. મારી બે યાચના છે. પહેરામણી માંગવાની તમને સૂચના કરવામાં આવે તો તે ના તરછોડતા મંત્રી જલધરને તમારી સેવામાં માગી લેજો તથા કારાગૃહમાં મારો ભાઈ વનવીર છે તેને છોડાવી તે આપણને મળે એવો બંદોબસ્ત કરજો.

**હમીર**—બહુ સારૂં.

**હંસા**—(હમીરસિંહને ધુંટણીએ પડીને) પ્રભુ! ઝેરમાંએ તેં અમૃત મૂક્યાં! શી કરુણા!

કરૂણા કરી મમ નાથ.
નાથ, વાહ! પ્રણમું હું જગતાત.

તાત દયાહીન,
મા મરણાધીન,
કારાગૃહે વીર ભ્રાત, નાથ ! વાહ !
કાંતિ સૂર્યસમ,
ગુણ શીતળ ચંદ્ર
વીર, ધીર, તીર, સાથ, નાથ ! વાહ !
વરાવી સિંહસુત,
તારી કૃપા અખૂટ,
દયાસિંધુ જગતાત, નાથ ! વાહ !

**હંસા**—નાથ ! આ રાગનું નામ આજથી હમીર. હૃદયનો આવિર્ભાવ સહજ અણધાર્યો આમ વિરમ્યો તે માટે.

**હમીર**—જેવી મારી રાગિણી દેવીની ઇચ્છા.

**હંસા**—એકજ વિચાર આવ્યાં કરે છે. કોઇને જે કહેવું હોય તે કહે મારા રામ અનેરા છે. નાથ, શી યોજના નક્કી કરી છે ?

**હમીર**—હંસા, આ બળાત્કાર માટે તારા પિતા ગુનેહગાર છે માટે એ વિચાર છોડી દે. અહીંથી પળ પણ ગુમાવ્યા વગર કેલવાડા જવાના નિશ્ચય પર આવ્યો છું સૈનિકોને આજ્ઞા આપું તેનીજ માત્ર ખોટી છે.

**હંસા**—નાથ, એવડી બધી ઉતાવળ શી છે ? અહીં રહી આ પ્રદેશનું નિરીક્ષણ કરી લો. ચિતોડની જનતાના મન હરી લો.

**હમીર**—જેવી દેવીની ઇચ્છા.

**હંસા**—તમે અહીંથી એકદમ નીકળવાનો સંદેશો પાઠવ્યો છે એમ મને સમાચાર મળ્યા છે. મારી તબીઅતને કારણે માંડી વાળવું પડ્યું છે. એમ વાત ફેલાવજો.

**હમીર**—તમે પણ પાકાં છો.

**હંસા**—કાચા માટે આ જગતૂમાં સ્થાન નથી.

## પ્રવેશ ૧૭

**સ્થળ:**—હમીરસિંહના ઉતારાથી થોડે દૂર.

**પાત્ર:**—વનવીર અને બ્રહ્મભટ્ટ. હંસા અને પાછળથી હમીરસિંહ. શયનગૃહની દિવાલ પાસે વનવીર પહેરણ અને પાયજામો પહેરી કમ્મરે તલવાર લટકાવી ઉભો છે. એનું માથું ખુલ્લું છે.

**વનવીર**—(ધીરેથી) બ્રહ્મભટ્ટ, આટલે સુધી તો આપણે આવી પહોંચ્યા. હમીરસિંહ અહીંથી ગયા તેપણ ઠીક થયું. હંસાનો સૂર સાંભળ્યો ? એ તો આનંદોત્સવમાં છે. હું જઈને તેનો અંત લાવીશ. (બ્રહ્મભટ્ટને બાથમાં લઇ) મિત્ર, મારા તને છેલ્લા રામરામ છે, હવે તો સ્વર્ગમાં ભાનુ સાથ ભેગા થઈશું.

**બ્રહ્મભટ્ટ**—વનવીરસિંહ, સાહસ સંભાળીને ખેડજે. હું પણ આજથી વ્રત માંડીશ. તમે આ દેશના સ્ત્રી રત્નોના ટેક જાળવવા, ભારતનો દેહ ટકાવવા, પ્રાણત્યાગ કરશો, ભાનુ બ્હેન સહર્ષ તમારે સ્થાને કારાગૃહ સેવશે, આ બ્રાહ્મણ એના પ્રાણથી પ્યારૂં ગળપણ આજથી વર્જ્ય ગણશે. તમારા વિયોગે ત્રણ દિવસના અપવાસ કરીશ. આજથી રાજગોર મટી જઈ મિત્ર વિનાના હૈયા સુનાં મહેલને ઉમરે હવે ચઢીશ નહિ. તમે કારાગૃહમાં ગયા ત્યારથી વિજયા દેવીની ઉપાસના છોડી દીધી છે.

**વનવીર**—મિત્ર, મિત્ર, તારે માટે આ ઘણું છે. પેટતો માગશે કની!

**બ્રહ્મભટ્ટ**—ભારતના પુત્રોને વનવીરોની કથા કહેવાને ચકલે ચકલે અને મ્હોલ્લે મ્હોલ્લે ગાગરો માંડીશ, મલ્લ કુસ્તીના પ્રબંધ કરાવીશ. જેને બીજાં સાધનો ના હોય તેને માટે પ્રામાણિક પણે પેટ પુરવાના ભારતમાં પૂરતાં સાધનો છે. મેના રેંટીઆ કાંતશે.

**વનવીર**—અસ્તુ મિત્ર, તારા મારા પ્રત્યેના પ્રેમ માટે, તારા દેશાભિમાન માટે મારી પાસે શબ્દ નથી. હું હવે જઇશ. હંસા હવે ઉંધી ગઈ હશે. બંને મિત્રો પરસ્પર ભેટી છુટા પડે છે. વનવીર ચઢવા માટે મોજડી કાઢે છે તે બ્રહ્મભટ્ટ ઉંચકી લઈ ખેસમાં વીંટાળવા જાય છે.) મિત્ર, રહેવાદે.

હું જાતેજ મારો અંત આણીશ છતાં કદાચ પકડાઈશ તો મારે ગુનાહનો એકરાર કરવો છે. તારે ફસામણુમાં આવવા જરૂર નથી. વનવીર દિવાલ પરથી કુદી અંત:પુરમાં ધસી જાયછે. [હંસા તંદ્રામાં પડી છે; તેના પર વનવીર તલવાર ઉગામવા જાય છે ને પાછળથી હમીરસિંહ આવી તેનું કાંડુ પકડી લઈ ગર્જના કરી ઉઠે છે, હંસા ઝબકી ઉઠે છે]

**હમીર**—તમે કોણછો ? હમીરસિંહના અંત:પુરમાં આવી તેની અર્ધાંગનાના પ્રાણ લેવાની ધૃષ્ટતા બતાવવાનું કંઈ કારણ? ખરુંજ કહેજો. હમીર અસત્યનો શત્રુ છે.

**વનવીર**—કેશરીસુત હમીરસિંહ–('મારી' બોલવા જતાં અટકી જાય છે.)

**હમીર**—કેમ બોલતા અટકી ગયા ?

**વનવીર**—(વાક્યરચના ફેરવી નાંખી) સ્ત્રીને એક ભવમાં બે પતિ હોઇ શકે નહિ, એવો અધ:પાત રજપૂત જોઈ શકે નહીં. એને મારી હું જે સઝા આપ ફરમાવશો તે સ્વીકારીશ.

**હમીર**—તમે હંસાના ભાઇ! કોણ વનવીરસિંહ ? (વનવીરસિંહ નીચું જોઈ રહે છે, હાથમાંથી તલવાર પડી જાય છે. હંસા તલવાર ઉપાડી વનવીરના હાથમાં આપવા જાય છે, પણ તે લેતો નથી.)

**હંસા**—હંસાને બહેન કહેતાં વનવીર લજવાતા હોય તો મારે જીવવું પણ નથી. હું મરવા તૈયાર છું. લો ચલાવો આ તલવાર. જોઈ શું રહ્યા છો ?

**હમીર**—વનવીરસિંહ, હંસાના હૃદયને તમે સખ્ત આઘાત પહોંચાડયો. તમારી એ ભગિની છે પણ મારી એ ભાર્યા છે, સમાજદૃષ્ટિએ મારો એના પર વિશેષ હક્ક છે. વળી અપરાધ કરે કોઈ અને બલીદાન બીજાનાં ? તે પણ કેટલાનાં ? તમારી પત્નીનો શો વાંક ? તેનું વૈધવ્ય શા માટે ? આત્મઘાત કરતાં મેં હંસાને અટકાવી છે અને રાજીખૂશીથી અર્ધાંગના તરીકે મેં એને સ્વીકારી છે.

**વનવીર**—મને આપે વિચારમાં નાંખી દીધો.

**હમીરસિંહ**—તમને એમજ થાય. પણ ભારતસંતાનનું એક પણ લોહીનું ટીપું વગર વાંકે રેડાય તે મને અસહ્ય છે. પુરુષત્વના અભિમાન

ધરી એકલે હાથે મેં મેવાડનો ઉદ્ધાર કરવા નિશ્ચય કર્યો, હંસાએ આત્મઘાતનો પ્રયત્ન આદર્યો. અમે બંને તેનાં સાથેજ પ્રાયશ્ચિત કરશું. અને પ્રાયશ્ચિત એટલે પુનર્જન્મના પનોતાં પગલાં માંડવા; જુનું વર્જ્ય કરી સંસારમાં નવાં મંડાણુ કરવાં. વનવીરસિંહ! કળજુગનાં નિષ્કંટક મનોરાજ્ય જ્યાં પિતાઓ સ્થાપશે ત્યાં પુણ્ય તે પાપ અને પાપ તે પુણ્ય. અમે હૃદયથી આજે વર્યા છીએ. તમે તેમાં સંમત થાઓ.

**વનવીર**—હમીરસિંહજી, તમે મને મહાત કર્યો. હું ક્ષમા માગું છું.

**હમીર**—અમારો અહિં રોકાવા વિચાર છે, તમારે સંતાકુકડી રમવી પડશે.

**હંસા**—એ બંદોબસ્ત હું કરીશ.

**વનવીર**—મારે બીજો આરોજ નથી. બહેન, લાવ વીર કેશરી સાથે તારો હસ્તમેળાપ કરાવું.

(હસ્તમેળાપ કરાવ્યા પછી) હંસા, બ્રહ્મભટ્ટ બહાર છે તેને આ સમાચાર નિવેદન કર તથા ગુપ્ત રીતે બે દિવસ પછી મળવા સૂચના આપ. (હંસા જાય છે.)

## પ્રવેશ ૧૮

**સ્થળ**:—માલદેવનું ભવન.
**પાત્રઃ**—માલદેવ, પાછળથી ગુપ્તચર.

**માલદેવ**—(એકલો)—જે થયું તે સારા માટે, હમીરસિંહ અહીં થોભી ગયા એ ઠીકજ થયું. મારો બીજો પાસો જરૂર પોબાર પડશે.

**ગુપ્તચર** (એકાએક આવી)—અન્નદાતા, સૌ સારાં વાનાં છે. બાદશાહી સૈન્ય આવી પહોંચ્યું છે.

**માલદેવ**—(ગળામાંથી હાર કાઢી) લો, તમારી શુભ ખબર માટે. એમના ઉતારા માટે બંદોબસ્ત કરો. એ દળના સિપાહસાલારને મારી પાસે હાઝર કરો. મારે ગુપ્ત મંત્રણા કરવી છે. (ગુપ્તચર નમન કરી જાય છે).

# પ્રવેશ ૧૯

**સ્થળ**—હમીરસિંહનો ચિતોડનો ઉતારો.

**પાત્ર**—હમીરસિંહ અને હંસા, પાછળથી બે દળના સૈનિકો.

હમીરસિંહ અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઈ કેલવાડા તરફ પ્રયાણ કરવાને ખડે પગે ઉભા છે. શરીર પર કસવાળું અંગરખું પહેરીને કમ્મરે જરીનો પટો બાંધ્યો છે. માથે મેવાડી ઢબની પાઘડી છે.

**હમીર**—દેવી ! તમારી તૈયારીનીજ માત્ર ખોટી છે. જલધરજી તથા મારા ભીલ સૈનિકો તો પંથે ચઢી ગયા. આપણે માટે અશ્વો તૈયાર છે. બીજો બધો સામાન પાછળથી ગાડામાં આવે એવી વ્યવસ્થા થઈ ગઇ છે.

**હંસા**—નાથ, તમે આ શું કર્યું ? એવી ઉતાવળ શી હતી ? આપણે બધા જોડેજ નીકળતે, હું પણ તૈયાર છું.

**હમીર**—મારા અશ્વનો વેગ તમે જાણતા નથી. જાણે દામિનીજ. એક પલકમાં આપણે એમને પકડી પાડીશું. ખરી મુશ્કેલી મારા અશ્વને એ સ્વારી જોડે ચાલવામાં પડશે. લો તે ખુંખારો કરી રહ્યો છે.

**હંસા**—(કાન માંડીને) અશ્વના દાબડાઓનો અવાઝ આ તરફ આવે છે !

**હમીર**—મારા સૈનિકો શું પાછા ફર્યા ?

**હંસા**—નાથ, તમે તો ભોળા છો, મારી કલ્પના તો જુદીજ છે. કંઈ નવુંજ કૌતુક તો નથી ! જોવા દો. (જોઇ પાછી ફરી) ભારે કેર થયો. દિલ્હીથી મદદ સૂબાએ માંગેલી તે આવી મળતાં આપણા ઉતારાને ચોતરફ ઘેરી લેવામાં આવ્યો છે.

**હમીર**—(તલવાર ચમકાવી) સાવ નામર્દાઈ, મનુષ્ય એક વાર ગુનોહ કરતાં અચકાય, એક વાર કર્યા પછી તેની પરંપરાથી પણ તેને કળ ના વળે. આ પ્રપંચનો મારી શમશેર જવાબ આપશે.

**હંસા** (નિરીક્ષણ કરી પાછી આવી)—નાથ ! પ્રપંચના પૂર સાહસથી ના ઠેલાય. આપણે બે જણ આટલા સૈનિકોને પહોંચી વળીશું એમ ઘડીભર માની લઇએ તોપણ જરા પણ અલવલ આવતાં બાજી હાથમાંથી જશે. ગણત્રી એકતરફી ના સંભવે.

**હમીર**—સાહસ એ તો રજપૂતનો મંત્ર. અમારી વિચારણામાં પરાજયને સ્થાનજ નહીં.

**હંસા**—હું તે જાણું છું. પણ રજપૂતોના સાહસે ઇતિહાસના પાનાં બે રીતે ફેરવ્યાં છે. જરા દૂરઅંદેશી, મુત્સદ્દિગિરી રજપૂતોમાં હોત તો ભારતની રચના જુદીજ હોત. મને તો વિજયની વાગ્છના છે એટલે પરાજયનો વિચાર માત્ર સાંખી ના શકું. અત્યારે દુશ્મનને થાપ આપી કેમ છટકવું તે વિચારવું જરૂરનું છે. નાથ, શમશેર મ્યાન કરી શાંતિથી વિરમો તો કંઈ સૂઝે.

**હમીર**—મુંજા બલેચા જેવા બલવત્તરને મહાત કર્યો તો આ સૈનિકોના શા ભાર?

**હંસા**—નાથ, આપનાં પરાક્રમથી હું અજ્ઞાત નથી. આ દ્વન્દ્વ યુદ્ધનો અખાડો નથી. સંખ્યાનું માપ ગણત્રીમાં લેવાની જરૂર છે. જગત્ નરી શારીરિક વીરતાથી જીતાતું કે નથી કાયરતાથી જીતાતું. કુનેહથી પેટમાં પેસી જીતવું ઘણી વાર સુગમ પડે.

**હમીર**—રજપૂતો તે શીખ્યા નથી.

**હંસા**—પરિણામે પરતંત્રતા સેવે છે.

**હમીર**—અમે તો તલવાર પર હાથ મૂકી જાણીએ. મને સ્વપ્ને પણ ખ્યાલ નહીં કે સગપણ સાંખી આટલી હદ સુધી પ્રપંચજાળ પાથરશે.

**હંસા**—આ સત્યયુગ નથી. રાજતંત્રની રમતોમાં જેમ સગપણ અને સંબંધને અવકાશ નથી તેમ લાગણીનો સમાવેશ નથી. સુલ્તાનના સૈનિકો છે, સૂબાએ પાઠ ભણાવી તેમને અહીં મોકલ્યા છે. દગો રમશે તો? જાન જાય તેની પરવા નથી પણ પુનરુદ્ધારનું કાર્ય અધુરૂં રહે તે સહેવાતું નથી. કંઈ તદબીર...

**હમીર**—તમારા કથનમાં સત્ય છે. પણ એ તદબીરો ઘડતાં તો પ્રહરના પ્રહર વીતી જાય. મને તે ના પરવડે.

**હંસા**—વિચાર કરવાનો અવકાશ ક્યાં છે?

**હમીર**—મારામાં એ શાંતિ નથી.

**હંસા**—તે કેળવવાની રજપૂતને જરૂર છે. આપના પ્રથમ મિલનથી તો મને જુદીજ કલ્પના થયેલી.

**હમીર**—તમારા સૌંદર્યથી અંજાયો કે નિર્દોષના બલિદાનથી ખંચકાયો તે સમજાતું નથી. તમે એ પ્રપંચમાં સામેલ હતે તો કદાચ જુદોજ રંગ જામતે.

**હંસા**—તમે તો ઝંપલાવવાજ કટિબદ્ધ થયા છો. જરા નઝર તો કરો, વસ્તુસ્થિતિ તો સમજો.

( હમીરસિંહ બહાર નઝર નાંખતા ઉભા છે. )

**હંસા**—(એકલી) હાશ ! બે પળ મળી જાણે જુગ મળ્યા. નાથે તો મને સાવ બાવરી બનાવી મૂકી.

**હમીર**—( પાછા ફરી ) દેવી ! મારો વિચાર તો વધારે દૃઢીભૂત થયો. સૂર્યનાં તેજ વાદળથી ઢંકાય એ ના સંભવે. કપટનાં વહેણુ તલવારથી પાછાં વાળીશ.

**હંસા**—સાવ અશક્ય. નાથ, હું આવું છું.

**હમીર**—દેવી ! ક્યાં જાઓ છો ?

**હંસા**—મારે પણુ તૈયાર થવુંજ જોઈએને.

( હંસા પ્રથમ અગાસીમાં જાય છે. પછી પોતાના શયનગૃહમાં જઇ અસ્ત્રશસ્ત્ર સજી કછોટો મારી હમીરસિંહ પાસે આવી ઉભી રહે છે. )

**હંસા**—નાથ, શી આજ્ઞા છે ?

**હમીર**—રજપૂતની સમશેર પાછી મ્યાન થાય એ તો કાયરતાના રંગ.

**હંસા**—તો ભલે, હું તૈયાર છું. તમે પણુ પૂરેપૂરા કટિબદ્ધ થઈ આવો.

( હમીરસિંહ બખ્તર ટોપ પહેરી પાછા ફરે છે. )

**હંસા**—નાથ, હજી વિચાર ફેરવો તો ઠીક.

**હમીર**—નિશ્ચય ઉપર આવ્યા પછી તે ફેરવવો એ મારો સ્વભાવ નથી.

**હંસા**—અસ્તુ. રજપૂત રમણીઓએ જે રીતે પોતાના પ્રાણ સમર્પ્યા છે તેની જોડ જગતમાં મળે એમ નથી. એક સૂચના કરૂં છું. જરા થંભી જાઓ તો ઠીક. તરતનો ચોકી પહેરો છે; જરા તેને શિથિલ થવા દો.

**હમીર**—હા, એ બરાબર. લાગ જોઈએ સૈન્યને ગભરાટમાં નાંખી, ચપળતાથી આપણે ચાલ્યા જઈ શું. (જરા થંભ્યા પછી હમીરસિંહ બે હાથે પટાબાજી ચલાવી હંસાને લઈ ઝંપલાવે છે; પરંતુ સામા દળના સૈનિકો એ બન્નેને ઘેરી લે છે. એટલામાં વનવીર વગેરે આવી માલદેવની બાજી ઉંધી વાળી નાંખે છે. અશ્વોને મારી મૂકી હમીરસિંહ તથા તેના સૈનિકો એક પળ પણ વિરમ્યા વિના દસેક કોશ દૂર નીકળી જાય છે.)

## પ્રવેશ ૨૦

**સ્થળઃ**—ચિતોડ પાસેનો વનપ્રદેશ.

**પાત્રઃ**—હમીરસિંહ, હંસા, વનવીર, જલધર વગેરે.

એક ગીચ ઝાડીમાં અશ્વોને ઝાડ આગળ બાંધી, તેમની પાસે ચારો મૂકી થાકેલા સૈનિકો વિશ્રામ લે છે. પ્રત્યેક સૈનિકને ખભે, પોતાનાં કપડાનું પોટલું, તથા થોડું ઘોડું ભાથું છે.

**હમીર**—વનવીરસિંહ, આ ઘટનામાં સમજ પડી નહીં. હું તે જાણવા અધીરો થઈ ગયો છું. તમે શી રીતે પાછા ફર્યા?

**વનવીર**—આપનો સંદેશો મળ્યો પછી વિલંબ સંભવે?

**જલધર**—અન્નદાતા, મને ભય હતો જ; પણ આપની આજ્ઞા હે લાચાર.

**રાજુલા**—બાપુ, આપનો અશ્વ તો ઉડવાનુંજ બાકી રાખે એમ છે. હેવાંને લીધે વિલંબ થયો હશે એમ સમજી તથા મંત્રીજીની સૂચનાને લીધે ધીરે ધીરે માર્ગ અમે કાપતા હતા.

**હમીર**—એ તો બધું ખરું! પણ તમે પાછા શી રીતે આવી મળ્યા?

**વનવીર**—કાં, આપની આજ્ઞા અમને થઈને!

**હમીર**—મેં આજ્ઞા આપી? શી રીતે? દેવીનાંજ કારસ્થાન છે. દેવી, કેમ બોલતાં નથી?

**હંસા**—શું બોલું? મારૂં બોલવું આપને રુચ્યું છે? સૈનિકોને જોઈ મને આપનું સાહસકાર્ય દુષ્કર લાગ્યું. શસ્ત્ર સજી તૈયાર થવાને નિમિત્તે અગાસીમાં જઈ મેં મારૂં પ્યારૂં કબુતર એક પત્રિકા બાંધી વનવીરભાઇ તથા મંત્રીજી તરફ રવાના કર્યું. તેઓ આપણી વાટ જોતા જોતા કુચ કરતા હશે તેની મને ખાત્રી હતી.

**વનવીર**—હંસાબહેનનું અનુમાન ખરૂં છે. મારો વેગ મંત્રીજીએ રોકયો. બે ત્રણ કોશ માર્ગ માંડ કાપ્યો હશે ને અમને આપની સ્થિતિના સમાચાર મળ્યા.

**હમીર**—દેવી તમે તો પ્રાણ અને પ્રતિષ્ઠા બેય જાળવ્યાં. મંત્રીજી, આપ સર્વેને આ કાર્યદક્ષતા માટે ધન્યવાદ છે. દેવી! તમારૂં એ પ્યારૂં કબુતર ક્યાં છે? (હંસાની સંજ્ઞા થતાં એક સૈનિક તેને હાથ પર રાખી લાવે છે.)

**હમીર**—દેવી! કેલવાડા જઈ આ કબુતર માટે સુવર્ણપિંજર કરાવજો.

**હંસા**—સોનાનું કરો કે રત્નજડિત કરાવો, જોઇએ તો તેનો એક ઢગ કરી તેના ઉપર એને બેસાડો, પક્ષીને પણ બંધનમાં રહેવું ગમતું નથી. હું તો એને છુટુંજ મૂકું છું. સોનાની બેડીથી કોઈને જકડાવવું ગમ્યું છે? મોહ, સુવર્ણના નહીં, પણ સ્વતંત્રતાનાજ સંભવે.

(પડદો પડે છે.)

---

# અંક બીજો

## પ્રવેશ ૧

**સ્થળઃ**—રાજભવન, ચિતોડ.

**પાત્રઃ**—બ્રહ્મભટ્ટ, માલદેવ, પહેરેગીર, પાછળથી પુરુષ વેષમાં ભાનુમતી.

બ્રહ્મભટ્ટ, રાજ્યભવનના પ્રવેશદ્વાર આગળ. ઉભો છે. માલદેવ કિનખાબની ગાદી તકીઆની બેઠક પર ભવિષ્યનો વિચાર કરતો, વચ્ચે વચ્ચે હુકકો ગગડાવતો પહેરણ પહેરી ઉઘાડે માથે બેઠો છે. હુકકાની બેસણી તથા નળી સોનાની છે, બાજુમાં રત્નજડિત તલવાર છે.

**બ્રહ્મભટ્ટ**—(એકલો) સેવકને મૂકી મિત્ર પસાર. ચાલો જે થાય તે સારા માટે. વ્રત તો છુટી ગયું. ત્રણ દિવસ નકોડા કરવા બોલી તો નાંખ્યું હતું પણ જીવને તેનો વિચાર આવતાંજ એવી ગભરામણ થઈ હતી કે ના પૂછો વાત. અપવાસ કરવો એ કંઈ હસવાની વાત નથી. બગાસાં આવે, ઘરવાળી પર દાંતીઆ કરીએ, મારા જેવો કોઈ રડયો ખડયો કુંવારો હોય તો તે જાત પર અકળાય. પરમાત્માને ભૂલી ગયા હોઈએ તો તેને યાદ કરવા પડે. આ થોડા દિવસ ગંભીર થઈ રહેવું પડયું તેમાં પાંચશેર વજન ઘટી ગયું તે તો વ્યાજ ખાતે. અસ્તુ. ભાઈશ્રી સવા–દોઢ તો એમને ના કહેવાય–સહેલામાં સહેલું કામ સોંપી વંઝે માપી ગયા. નર્યા તીર જેવા છે. લાંબો વિચારજ નહીં. મને સંદેશો મોકલ્યો છે કે મેના અને ભાનુબહેનને લઈ કેલવાડામાં આવી મળજે. મેના તો જાણે ઠીક, અમે ઉડવાનું કહીએ તો ઉડે પણ ભાભી સાહેબાને તો એમણે કારાગૃહમાં બેસાડયાં છે તેમને શી રીતે લઈ જાઉં ? ભાઇને હઝાર વાર કહ્યું કે આપણાથી બધું બની શકશે પણ તલવારની રમતોમાં આપણાથી ઉભા ના રહેવાય, છતાં તેની ધાર પરજ ચાલવાનું સોંપી પોતે પસાર થયા. (રસ્તા તરફ નઝર નાંખીને) લો પેલો પહેરેગીર ધસ્યો ધસ્યો રાજ્યભવનમાં વધામણી આપવા જાય છે. ચાલો, આપણે એના કરતાં પહેલાંજ પહોંચી જઈએ. (જાય છે.)

(હમીરસિંહ થાપ આપી છટકી ગયા એ વિચારથી માલદેવનો ચહેરો ચિંતાગ્રસ્ત દેખાય છે. બ્રહ્મભટ્ટ આવે છે તે બોલે કરે તે પહેલાં હાંફ્લો ફાંફ્લો પહેરેગીર ધસી આવે છે.)

**પહેરેગીર**—મહારાજ, હું મરી ગયો, મારો બાપ મરી ગયો, મારો દાદો મરી ગયો.

**બ્રહ્મભટ્ટ**—અલ્યા આજે ને આજે! બધા જોડે! આતો ભગવદ્-ગીતાનું અધ્યયન કરતો હોય એમ લાગે છે.

वासांसि जीर्णानि यथा विहाय।
नवानि गृह्णाति नरोऽपराणि॥

તેવું કંઈ આ તો છે. અલ્યા, ભૂતના ભાઈ, બૈરી તો જીવે છે કેની? ગભરાતો નહીં તેનું ચોકઠું કોઈ જોડે બેસાડી દઇશું. (માલદેવ તલવાર અડધી કાઢી કચવાઈને પાછી જોરથી મૂકી દે છે, મોં ફેરવી નાંખે છે! પહેરેગીર બ્રાહ્મણ સામે ડોળા કાઢી તલવાર પર હાથ મૂકે છે).

**માલદેવ**—બ્રહ્મભટ્ટ, ફાટયો કે? લવરી બંધ કર.

**બ્રહ્મભટ્ટ**—બાપુ મોટેરાંને પગલે નાનેરાં ચાલે તેમાંજ તેમની અને તમારી શોભા. महाजनो येन गतः स पन्था।

**પહેરેગીર**—બધા મરી ગયા.

**બ્રહ્મભટ્ટ**—ચાલો બૈરી પણ મરી ગઈ હોય એમ લાગે છે. બિચારી છૂટી. ઓ ભુતના ભાઈ, આપણો મત વિરુદ્ધ છે. તેની નોંધ લઇ લે; મને મરવું પસંદ નથી. ઓ જાડા ભાઈ, ઓ બધું તો ઠીક પણ આ બ્રાહ્મણનો કંઈ વિચાર કર્યો? ઓ બાપાનું સારું સચવાશે કોણ? એમનાં બારમાં તેરમાં આ મોંઘવારીમાં કરશે કોણ? ને રાજ લાગલાગટ છૂટે ઘીનાં કરીશ તો તે પચાવશે કોણ?

**માલદેવ**—બ્રહ્મભટ્ટ. તને મિષ્ટાન્ન સિવાય કંઈ સૂઝે છે ખરૂં? આ તે કંઈ હસવાનો સમય છે?

**બ્રહ્મભટ્ટ**—રોવા જેવું છે શું? આખો અણી શુદ્ધ ઉભો રહી બધાને-જ સ્વધામ પહોંચાડે એટલે બધા મરી જવાના (ખડ ખડ હસે છે) અને એનો ગુનોહ માફ થઇ જશે!

**માલદેવ**—પહેરેગીર, શું છે? ખરી બીના જે હોય તે સત્વર કહીદે.

**પહેરેગીર**—મહારાજ મારો જરાય કુસૂર નથી. ભાણું મૂકવા આપનાર સિવાય કોઈ ત્યાં જતું નહોતું.

**બ્રહ્મભટ્ટ**—એજ ભૂલ કેની? ભાણું લઈ આવનારને ત્યાં શું કરવા જવા દેતો હતો? ભાણું મને મોકલ્યું હોત તો બધા જીવતા રહેતે. બાપુ એ ગભરાય છે. એનો ગુનોહ માફ કરો.

**માલદેવ**—ભલે, પણ મને કંઈ સમજ પડતી નથી. રે મૂર્ખ, તું ક્યાં પહેરો ભરતો હતો? ઓ બેવકૂફ, ભસવું હોય તે સીધું ભસી મરની. મારે અગત્યનું કામ છે.

**પહેરેગીર**—મહારાજ, કુમારશ્રી કારાગૃહમાં નથી.

**માલદેવ**—હેં!

**પહેરેગીર**—એમને ઠેકાણે બીજોજ કોઈ નવજુવાન છે અને હું તેને ઓળખતો નથી.

**માલદેવ**—હમણાં ને હમણાં તેને મારી પાસે હાઝર કર.

**પહેરેગીર**—બીજો પહેરેગીર પાછળ છે તે તેને લઈ આવી ગયો હશે.

(પહેરેગીર અને પુરુષ વેષમાં ભાનુમતી આવે છે.) કંઈ પણ પૂછ્યા ગાછ્યા વગર શમશેર કાઢી તેનો પ્રાણ લેવા ધસી જાય છે.

**બ્રહ્મભટ્ટ**—(વચ્ચે પડી) મહારાજ કોણ છે તે પૂછો તો ખરા.

**માલદેવ**—દૂર હઠ.

**ભાનુ**—બ્રહ્મભટ્ટ, ખસી જાઓ વીરતાનો જમાનો પરવારી નથી ગયો. (ભાનુ માથા પરનો ફેંટો કાઢી ફેંકી દેછે. પુરુષના કપડાં નાંખી દઈ છુટે ચોટલે માલદેવ પાસે મસ્તક નીચે નમાવી) મહારાજ! નિર્દોષ પુત્રીને તો હોમી દીધી, હવે પુત્રવધૂની હત્યા કરી નામ અમર કરો.

**માલદેવ**—કોણુ ભાનુ? વનવીર ક્યાં છે?

**બ્રહ્મભટ્ટ**—જ્યાં છે ત્યાં સલામત છે. તમારા હાથ ત્યાં પહોંચી શકે તેમ નથી. મહારાજ, હું પણુ ગુનેહગાર છું મારો પણુ અંત લાવો.

(માલદેવ બ્રહ્મભટ્ટ પર ધસવા જાય છે.)

**બ્રહ્મભટ્ટ**—ગૌબ્રાહ્મણુ પ્રતિપાલનનું હવે એજ કર્તવ્ય છે. (પોતાનું શિશ નીચે નમાવી ધુંટણીએ પડી ઉભો રહે છે. માલદેવ તલવાર ફેંકી દે છે.)

**પહેરેગીર**—જોશી બનીને તુંજ આવ્યો હતો કે?

**બ્રહ્મભટ્ટ**—તેમાં ખોટું શું થયું? મારૂં કહ્યું માની મરી ગયો તોજ ઘર ભેગો થઈ શકીશ. બધા મરી જાય એવું હું કો કાળે ઉચ્ચારૂંજ નહીં. મોતની વાત આવતાં તો સેવક ગંભીર થઈ શકે છે.

**માલદેવ**—ચિતોડ છોડી તમે ચાલ્યા જાઓ.

## પ્રવેશ ૨

**સ્થળ**:—કેલવાડાનો વનપ્રદેશ.

**પાત્ર**:—ભાનુમતી, બ્રહ્મભટ્ટ અને મેના, પાછળથી વનવીર અને એના શિકારના સાથીઓ.

ડુંગરની હારમાળા નીચે ઝાડીમાં. પોતાની માલમતાનું મોટું પોટલું લઈ બ્રહ્મભટ્ટ આવે છે. મેના પાસે એનાથી નાનું ભાથાનું પોટલું તથા ભાનુમતીના હાથમાં જળપાત્ર છે. ત્રિપુટીનું બદન શસ્ત્રથી સજેલું છે. શિકારીઓ તીરકામઠાંથી સજ્જ થઈ, કમ્મરે તલવાર લટકાવી નીકળી પડયા છે.

**બ્રહ્મભટ્ટ** (પોટલું નીચે મૂકી, બેસી, પગ લંબાવી)—આપણે મન કે કેલવાડા એટલે કેળાંનાં લુમખે લુમખા મળવાના ને રોજ છુટાં ઘી ને પુરણપોળીનાં થવાનાં. પણુ અહીં તો પાન, પત્થર ને પાણી શિવાય કંઈ નઝરે ચઢતું નથી. આ તે કેલવાડા કે વનવગડા? આપણે તો અહીંઆજ આડા પડવાના. (મેનાને આંખની ઈશારત કરી) અરે એ, આમ આવ. ભાનુબહેન તો વિચારમાં ગરકાવ થઈ ગયાં છે. મારા પગ દાબ, હું તો સાવ થાકી ગયો છું. પર્વતોની હારની હાર જોતાં અને ઉંચે નઝર નાંખતાં

મને તો ચક્કર આવે છે. અને કોતરમાંથી કોઈ કાકો નીકળ્યો તો તને અને ભાનુબહેનને આપણે તો આગળ ધરવાનાં.

**મેના**—(એક નાનીશી લપડાક લગાવી) શરમાતાં નથી આવું બોલતાં? સ્ત્રીઓ શેને વશ રહે છે તે જાણો છો?

**બ્રહ્મભટ્ટ**—આહાર વિહાર અને શૃંગારને.

**મેના**—સાવ અસંભવિત. કોઇપણ કાળમાં અશક્ય.

**બ્રહ્મભટ્ટ**—ત્યારે?

**મેના**—પુરુષત્વને. જેનામાં મરદાનગી નથી તે સ્ત્રીઓનો પ્રેમ મેળવી શકતા નથી.

**બ્રહ્મભટ્ટ**—બરાબર, બુધે નાર પાંસરી એ સૂત્ર ભૂલીજ ગયો.

**મેના**—વીરત્વ રણાંગણે દાખવવાનું, ઘરનાં ઉંબરામાં નહીં.

**બ્રહ્મભટ્ટ**—તો તેમ. જાહેર રસ્તા પર સેવક ઘુમશે.

**મેના**—એના જેવું અમાનુષી કૃત્ય એકકે નહીં.

**બ્રહ્મભટ્ટ**—વાહરે મારી મધુરી મેના, તું પણ રજપૂતાણી છે, તો જોઈ લેજે હવે તારા રજપૂતનો સપાટો જંગે મેદાનમાં. યુદ્ધના વાખા ભારતમાં નહીં પડે. એ તો પાણીપતને વરદાનમાં મળ્યાં છે.

**ભાનુ** (તેમની પાસે આવી)—પાણી મેવાડની ગોળીનું પીધું છે; સમજ્યા? બ્રહ્મભટ્ટ ઉઠો. હજી પગ દબાવવાનો અધિકાર તમે પ્રાપ્ત કર્યો નથી. નકામો સમય–(સિંહગર્જના થાય છે. સુસવાટ કરતું એક તીર ભાનુમતીના કાન આગળથી પસાર થઈ જાય છે; સિંહણ પડે છે અને વનવીર શિકારીઓની ટોળી લઈ આવી પહોંચે છે. વનવીર અને ભાનુમતી એકાએક મળતાં ભેટી પડે છે).

**બ્રહ્મભટ્ટ** (મેનાને)—તને ઈર્ષ્યા નથી આવતી? આમ કુંવારી ઝિંદગી તે ક્યાં સુધી?

**મેના**—ચિતોડ સ્વતંત્ર થાય ત્યાંસુધી.

**વનવીર અને ભાનુમતી**—શાબાશ મેના.

**બ્રહ્મભટ્ટ**—કાચું કાપ્યું. આ પ્રશ્ન ક્યાં પૂછી નાંખ્યો? સેવકને ઘસડાવવું પડશે તેની જરાય શાબાશી નહીં!

**વનવીર**—તમે બધા અહીં ક્યાંથી ? આવા વિકટ ગિરિપ્રદેશમાં તદ્દન અરક્ષિત હરવું ફરવું બહુ ભારે પડી જાય. ઠીક થયું કે હું આ બાજુ નીકળી આવ્યો નહીંતર—

**બ્રહ્મભટ્ટ**—આ બ્રાહ્મણનો શિકાર સિંહણ કરી જતે. વનરાજને માણસના સ્વભાવની પરીક્ષા કદાચ નહીં હોય પણ શરીરની તો હોયજ. આ તો એક સિંહનો શિકાર થયો અને બીજીનો મળ્યો.

**વનવીર**—આ ઉપમા આપવાનું મન કયાંથી થયુ ?

**બ્રહ્મભટ્ટ**—તમે નામથી સિંહ છો, ગુણથી પણ છો તો અમારા બ્હેન સિંહણ.

**વનવીર**—ચિતોડની શી ઘટના છે ?

**ભાનુમતી**—હું તમારે સ્થાને કારાગૃહમાં છું એમ ખાત્રી થવાથી તથા તે ઘટનામાં બ્રહ્મભટ્ટે પોતાને પણ ગુનેહગાર જણાવ્યાથી અમને બંનેને દેશપાર કર્યાં છે.

**બ્રહ્મભટ્ટ**—અને મેના તો બ્રાહ્મણને ડગલે, ચાલેજી પગલે પગલે. (મેનાને) કાં ખરૂં કેની ?

**મેના**—હું તો બાપુના કાર્યમાં મદદ કરવા ભાનુબ્હેન જોડે આવી છું,

**બ્રહ્મભટ્ટ**—સ્ત્રી જાતનેજ વરદાન. હું તમને ચાહું છું એમ કહેવાનીજ નહીં. આપણે ગાંડા કે એની પાછળ જાન પછાડીએ. મારા જેવા બિચારા કેટલાય એમ ભરમાઈ અડધા થતા હશે.

**મેના**—બાપુ, ગઢ છોડતી વખતે સાંભળ્યું છે કે ગઢપતિ મીરલોકોનું દમનકરવા માદેરિયા જવાના છે.

**વનવીર**—અતિ આનંદની વાત. મેના શાબાસ તેં એક વધાઈ દીધી. ભાનુ, હંસા એક વીરસુતની માતા થઈ છે. એને પરતંત્રતાનો વારસો મળે તે હંસાને ખૂંચ્યા કરે છે. દિલ્હીના નવા બાદશાહ તઘુલખશાહે ગઢમાં ભરતી કર્યાનું સંભળાય છે. અમે એ વાત માનતા નથી. એ હકીકત ખોટી ફેલાવાઈ છે. પણ મેનાની ખબર પરથી એક તદબીર જડી આવી છે. માટે ચાલો હમીરસિંહને એ બીના નિવેદન કરૂં. હંસા તને રોજ સંભારે છે. તને કારાગૃહમાંથી છોડવવા જાતે ગઢમાં જવાનું સાહસ ખેડવા માગતી હતી પણ મારે તેમ કરતાં એને અટકાવવી પડી.

## પ્રવેશ ૩

**સ્થળઃ**—વાઘોર મુકામે. હમીરસિંહનું નિવાસ સ્થાન.

**પાત્રઃ**—હંસા અને હમીરસિંહ પાછળથી વનવીર, ભાનુમતી, બ્રહ્મભટ્ટ અને મેના.

ખડકના પત્થરનું નાના કિલ્લાની ગરજ સારતું મકાન. હંસા આવે છે. પાછળ અનુચર છે તે શાકેરનું ભરેલું પાત્ર લાવે છે તેને બાજુમાં મૂકવા સંજ્ઞાથી હંસા કહે છે. હમીરસિંહે લાલ રેશમી પાયજામો પહેર્યો છે તથા પગે સોનાના તોડા છે, કિનખાબનો પટો ખભાથી કેડ સુધી લટકી રહ્યો છે. જરીના કમરબંધમાં કટાર શોભી રહી છે.

હંસા ઉદાસ મોં કરી, લમણે હાથ મૂકી ચિંતાગ્રસ્ત બેઠી છે ત્યાં હમીરસિંહ આવે છે.

**હમીર**—આજ આનંદોત્સવ છતાં પ્રિયે, તું ઉદાસ કેમ? (હંસા તેને જોતાં સામી ધસી આવી ભેટી પડે છે.)

**હમીર**—ગમે તેમ કહે પણ તું પૂરા આનંદમાં નથી. ક્ષેત્રસિંહની જન્મતિથિ આજે છે છતાં તું આમ દુભાયેલી કેમ?

**હંસા**—સૂર્યવંશના જ્યોતિનો પ્રકાશ ઝાંખો લાગે છે તેથી. જીવન માત્રને ચેતન તથા તેજ આપનાર જાતે અંધકારમાં છે માટે. નાથ, હું તમારી સાથે રીસાઈ છું.

**હમીર**—જોઈ લો, સામા ધસી આવી આલિંગન દે, તેને સાતમા આસ્માને ચઢાવે, એ વળી રીસાવાની નવી રીત. હું આવ્યો ને મોં ફેરવી નાંખ્યું હોત તો રીસાયાં છો એમ જાણી મનાવવા આવતે.

**હંસા**—અમારૂં જીવનએ નવું અને રૂસણુંએ નવું.

**હમીર**—તો ભલે રીસાઓ. કહો શું કામ રીસાયા છો?

**હંસા**—જે કારણે કરમાયાં છીએ તેજ કારણસર રીસાયાં છીએ.

**હમીર**—તમારા તરફની કંઈ ફર્ઝ અદા કરવામાં મારી કુસુર થઈ હોય તો જણાવો. તે જાણ્યા વગર તો માફી કેમ મંગાય?

**હંસા**—ગુનોહ અક્ષંતવ્ય છે. હંસા તે દરગુઝર કરી શકે તેમ નથી અને મેવાડ આકુળ વ્યાકુળ થઈ ગયું છે.

**હમીર**—હું તો તારો વિનોદ સમજતો હતો ને તું તો ગંભીર વાતો કરે છે. હું કંઈ સમજ્યો નહીં.

**હંસા**—ક્ષેત્રસિંહની જન્મતિથિને અંગે તમે સાકરની લ્હાણી કરી તે મારે મંદિરે પણ આવી છે. અનુચરને એક ખુણામાં મૂકવાનું મેં સૂચન કર્યું છે.

**હમીર**—કેમ ?

**હંસા**—મહારાજ, ક્ષમા કરજો. મેં ધાર્યું કે આટલા વાર્તાલાપથી તમે બધું સમજી જશો. પુત્રને પગલે લ્હાણી શું કામ જોઈએ ? એ સવાયો ઉઠે, બાપા રાવળનું નામ રાખે તોજ લ્હાણી શોભે. પણ તમેજ મારા મોહમાં મુગ્ધ થઈ કર્તવ્યવિમુખ થાઓ તો પછી ક્ષેત્રસિંહની શી આશા બાંધું ? આપના તરફથી પરતંત્રતાનો વારસો મેળવી ચિતોડનો ઉદ્ધાર એ શું કરવાનો હતો ? મેં આજથી મારો નિવાસ બદલ્યો છે.

**હમીર**—(વિચારમાંથી ઝબકી) પ્રિયે, તેં તો મારા આંખના પડળ ખોલી નાંખ્યાં. આપણે કરેલા નિશ્ચય મેં મોંમાંજ રાખ્યા. હું હમણાંને હમણાં વનવીરસિંહને બોલાવી ચિતોડ પર......

(વનવીર, ભાનુમતી, મેના અને બ્રહ્મભટ્ટ આવી પહોંચે છે).

**વનવીર**—હું હાઝર છું. (ભાનુમતીને જોતાંજ હંસા દોડી તેને ભેટી પડે છે.)—ભાનુબહેન, તમે શી રીતે છૂટી આ તરફ આવ્યાં ?

**વનવીર**—એને તથા બ્રહ્મભટ્ટને દેશવટાની શિક્ષા થઈ છે.

**હમીર**—વનવીરસિંહ તમારી બહેને આજથી વ્રત લીધું છે. મારી પણ તેમાં સંમતિ છે. ચિતોડની પુનઃ પ્રાપ્તિ અથવા મોત એજ આજથી નિશ્ચય.

**વનવીર**—હું કારાગૃહમાં ગયો ત્યારથી મારા ઘરમાં એ વ્રતપાલન ચાલે છે. (ભાનુમતી નીચું જોઈ રહે છે.)

**હમીર**—ભાનુબહેન એમાં શરમાવા જેવું કંઈ નથી. એ વાતને ગુપ્ત રાખવાની પણ જરૂર નથી. મેનાના નિશ્ચયની વાત મેં કેલવાડામાં આવ્યા પછી જાણી. જ્યાં તમારા જેવા મોહની સ્વરૂપો આવાં આકરાં વ્રતનાં મંડાણ માંડશે ત્યાં કાયરતાનો વાસજ ક્યાંથી ટકી શકશે ? એવાં વિરલ યુગલની પ્રજા ભારતનાં નવાંજ ઘડતર ઘડશે.

**બ્રહ્મભટ્ટ**—મત આપવાનો અધિકાર હજી સેવકને નથી મળ્યો એટલે પરાણે તપ આદરવાં પડશે. લાચારી; સરકારની મહેરબાની નથી.

**વનવીર**—બ્હેનને ગમે એવી વધાઈની વાત કહું. હરિસિંહના પિતા ગઢમાં નથી. મીર લોકોનું દમન કરવા માદેરિયા ગયા છે.

**હંસા**—સમજી. (હમીરસિંહને) નાથ, ક્ષેત્રસિંહની ક્ષેત્રપાળની બાધા મૂકાવવાનો આવો અલભ્ય પ્રસંગ બીજી વાર આવવાનો નથી. એક કાંકરે બે પક્ષી મરાશે. જલધરજીને બોલાવી મંત્રણા કરો.

**વનવીર**—એ વિચારથીજ બધાને લઈ હું અહીં આવી પહોંચ્યો.

**હમીર**—જલધરજીને બોલાવ્યા છે તે ભવનમાંજ હશે, તમે મારી સાથે ચાલો. હંસા, એકલિંગજીના આશીર્વાદથી તેં કરાવેલા કર્તવ્ય ભાનનો જવાબ હમીર બહુ અલ્પ સમયમાં આપશે.

## પ્રવેશ ૪

**સ્થળ:**—વાઘોરનો એક ખંડ.

**પાત્ર:**—હમીરસિંહ, વનવીરસિંહ અને જલધર.

**હમીર**—જલધરજી, સૂબા ચિતોડમાં નથી.

**જલધર**—વાહ એના જેવા ખૂશ ખબર શા હોય! સિંહદ્વારનું રક્ષણ રણધીરસિંહના કાબુમાંજ હશે. કુંવરની બાધા મૂકાવવાને મસે ચિતોડમાં પ્રયાણ કરવા અન્નદાતા આજ્ઞા આપે એટલીજ વાર છે.

**હમીર**—બધી તૈયારી તમે કરી નાખો.

**જલધર**—સૈનિકોને આપની આજ્ઞા જણાવી દઉં છું. બને ત્યાં સુધી તો કોઈના પણ જાનમાલને હાનિ ના પહોંચે એમ કરીશ. સૂબાના સરદારોનો રોષ એમને થયલાં અપમાનને અંગે ઉતર્યો નથી. આપની વીરતા માટે એમને પક્ષપાત છે. વનવીરસિંહને મારી સાથે મોકલજો હું ધારૂં છું તેમ રણધીરસિંહના હાથમાં સિંહદ્વારનું રક્ષણ હશે તો ચિતોડ સહેલાઈથી હસ્તગત થશે.

**હમીર**—ભલે. અતિ ઉત્તમ વાત. ચિતોડની પ્રજાના લોહી નકામાં રેડાય એ મારે માટે અસહ્ય છે.

# પ્રવેશ ૫

**સ્થળ:**—ચિતોડનો સિંહદ્વાર.

**પાત્ર:**—જલધર અને વનવીર; દ્વારના રક્ષકો, પાછળથી રણધીરસિંહ.

**જલધર**—વનવીરસિંહ, સિંહદ્વારનું રક્ષણ મારી ધારણા મુજબ રણધીરસિંહને સોંપાયું છે. એને આપણા પક્ષમાં લેતાં વાર શી? તમારે માટે એનો પક્ષપાત આખા નગરને વિદિત છે. તમારૂં કામ પડે નહી ત્યાં સુધી મૌન સેવજો.

(બંને દ્વાર પાસે જાય છે.)

**જલધર** (ત્યાં ઉભેલા એક સૈનિકને)—રણધીરસિંહને મળવું છે, જરા બોલાવી લાવ.

(સૈનિક રણધીરસિંહને બોલાવી લાવે છે.)

**જલધર**—રણધીરસિંહ, જરા આ તરફ આવો. મારે આપનું કામ છે.

**રણધીર** (સૈનિકને સંજ્ઞાથી જવાનું કહી તેના ગયા પછી)—તમારો અવાજ મને પરિચિત છે, મોં પરિચિત નથી.

**જલધર** (ખોટા થોભીયા દૂર કરી)—હું જલધર.

**રણધીર**—કેમ આમ એકાએક? જુદાજ વેશમાં? મારૂં શું કામ પડ્યું છે?

**જલધર**—સિંહદ્વાર ખોલી નાંખો. રાણા હમીરસિંહની સવારી આવે છે.

**રણધીર**—મારાથી એવો વિશ્વાસઘાત કેમ કરાય?

**જલધર**—બાદશાહે ચિતોડ પ્રાપ્ત કર્યું તેમાં વિશ્વાસઘાત નહોતો? માલદેવ તેનો બચાવ કરવા અશકય નીવડ્યા, ત્યારે વનવીરસિંહ, રણધીરસિંહ અને દેવી હંસાકુમારીની ત્રિપુટીને વચનથી બાંધી લઈ જે કર્યું તે બધું વિશ્વાસપાત્ર? બીજી એવી કેટલી પરંપરા ગણાવું! ચિતોડ પરદેશીની ઝુંસરીમાંથી છૂટે અને તે તેના ખરા હક્કદારને પ્રાપ્ત થવામાં તમે સંમત થાવ તેને, તમે વિશ્વાસઘાત કર્યો એમ સમજો છો!

**રણધીર**—એ બધું ખરૂં પણ મને મારૂં હૃદય તમને અનુકૂળ થવા હા નથી પાડતું. બીજાઓ વિશ્વાસઘાત કરે તેથી મારે કરવો એ ના બને.

**જલધર**—જન્મભૂમિને સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરાવવામાં પાપ જેવી વસ્તુ નથી. તમે તમારા વિચારમાં દૃઢ રહેશો તો અમે જબરાઇથી ગઢમાં દાખલ થઇશું. રણધીરસિંહ રાજનીતિમાં લાગણી માટે અવકાશ નથી. સામ, દામ, દંડ, ભેદ સર્વનો તેમાં સમાવેશ છે. રજપૂતો તે ન સમજ્યા તેથી તેનાં પરિણામો ભોગવે છે. બોલવું કંઇ અને કરવું કંઇ એ તો રાજનીતિનું પ્રથમ સૂત્ર છે. જગતનો ઇતિહાસ તમે ખોલી જોશો તો એજ ઘટના સર્વત્ર જોવામાં આવશે. મનુષ્યના સામાન્ય વ્યવહારમાં, વ્યાપારમાં સત્ય તરી આવે છે; રાજનીતિમાં અસત્ય ફાવે છે. પરમાત્માને એમ રુચતું હશે.

**રણધીર**—પરમાત્માને ખોટો દોષ દો છો. ઘોરીવંશ, ખીલજીવંશનાં નામનિશાન રહ્યાં નથી છતાં અમે રજપૂતો હજી ટકી રહ્યા છીએ. આખરે તો સત્યજ તરી આવે.

(જલધર વનવીરને ઇશારત કરે છે.)

**વનવીર**—(સત્ય સ્વરૂપે પ્રકાશમાં આવી,) રણધીર! મારી પાસે તો સીધીજ વાત. એટલું જરૂર યાદ રાખજો કે ગઢમાં રહેતી બિન-ગુનેહગાર પ્રજાનું લોહી શેરીઓમાં વહેશે તે, તેમજ મારા અને તમારા શૂરા બાંધવોનુ લોહીનું એકેએક ટીપું રણધીરસિંહને એ માટે જોખમદાર ગણશે. હંસાબહેનને એક પુત્રરત્ન થયો છે, તેને બાધા મૂકાવવી છે. બાધા એટલે આત્મશ્રદ્ધા. તમારા વિચારમાં મક્કમ હશો તોપણ એ શ્રદ્ધાના બળે અમે ચિતોડમાં પ્રવેશ કરવાનાજ.

**રણધીર**—મુત્સદ્દી ન કરી શક્યા તે તમે કરી શકયા. તમે દેશ માટે જીવન સમર્પ્યું છે, તમને રણમાં ભેટવા કરતાં હું અહીંજ ભેટીશ. (બંને મિત્રો ભેટે છે.) મંત્રીજી, ખોટું ના લગાડશો. તમે ઘણું કહ્યું છે, વિચારવા જેવું કહ્યું છે પણ મારી મુંઝવણ મટી નથી. ત્વરા કરો. હું દ્વાર ખોલી નાંખીશ.

(મંત્રી અને વનવીર હમીરસિંહને મળે છે.)

**જલધર**—અન્નદાતા, કામ બહુ સહેલું થઈ ગયું છે. ચિતોડના સિંહ દ્વાર દ્વારા સૈન્ય સાથે ગઢમાં જઇએ એટલોજ વિલંબ છે.

(રણધીરસિંહ સિંહદ્વાર ખોલી નાંખવા આજ્ઞા આપે છે. હમીરસિંહ સૈન્ય સાથે અંદર દાખલ થાય છે. "શિશોદીઆ કુલદીપક રાણા હમીર-સિંહનો જય" એમ જયઘોષ ગઢમાંથી સંભળાય છે.)

**હમીર**—(પ્રજાજનને ઉદ્દેશી)

બાંધવો, ચિતોડની સ્વર્ગીયભૂમિ પરતંત્રતાની ઝુંસરીમાંથી છૂટી તે માટે હું આપ સર્વેનો ઋણી છું. સૂર્યવંશીની વિજય પતાકા દેવી હંસા, બહેન ભાનુમતી અને મેના ફરકતી કરે એવી મારી ઇચ્છા છે.

(પુનઃ હમીરસિંહનો જય થાઓ એમ પ્રજાજન બોલી ઉઠે છે.)

**જલધર**—અન્નદાતા, દેવી આવી પહોંચ્યાં છે.

**હમીર**—દેવી, ગઢપર શિસોદીઆ કુલદીપક બાપારાવળનો વિજય ધ્વજ તમારી ત્રિપુટીએ ફરકતો કરવાનો છે. મારી અને જનતાની એવી વાઞ્છના છે.

(ત્રિપુટી વાવટો ફરકવે છે અને પુનઃ "હમીરસિંહનો જય થાઓ" એમ પ્રજાજન પોકારે છે.)

## પ્રવેશ ૬

**સ્થળ**:—ચિતોડગઢથી દૂર, ઝાડીમાં.

**પાત્ર**:—માલદેવ અને હમીરસિંહ.

(તાત્કાળિક રાવટી ઉભી કરી છે તેમાં માલદેવ બેઠા છે, બહાર સૈનિકો પહેરો ભરે છે.

**માલદેવ**—(એકલો) ભારે કેર થયો. ચિતોડ વગર શ્રમે હમીરસિંહે હસ્તગત કર્યું. બાદશાહની ઝુંસરીમાંથી છૂટવા એક પગે તત્પર થયેલી જનતાએ હમીરસિંહના આગમનને વધાવી લીધું. જગત પલટાય પણ માલદેવ એને ઝંપીને બેસવા દેવાનો નથી (હરિસિંહ આવે છે)

**માલદેવ**—હરિસિંહ, દિલ્હીના પાયતખ્તના સમાચાર સારા નથી. વિષયી મુબારકને જેર કરી સલ્તનત પચાવી પાડવાની નેમ રાખનાર તેના

ગુલામ મલેક ખૂશરૂએ નાસી છૂટવા ઘોરનો આશ્રય લીધો. એ ઘોરજ એની કબર થઈ. ખીલજી વંશનો કોઈપણ નબીરો હયાત ના હોવાથી તઘુલખ-વંશની સ્થાપના થઈ છે, પણ તેનો સ્થાપનાર ગ્યાસુદ્દીન, ટુંક સમય રાજ્ય ભોગવી શક્યો, અને તેના શાહઝાદા મહમદ તઘુલખની આણ દિલ્હીમાં વર્તે છે. તે બહાદૂર છે. રાજ્યસત્તા વધારવાના તેને કોડ છે. તો તેને દિલ્હી જઈ મળવા મેં નિશ્ચય કર્યો છે. તું મારી સાથે ચાલ.

**હરિસિંહ**—બાપુ, આ બધું કોને માટે? કુટુંબમાં માત્ર હુંજ તમારી સાથમાં છું. હમીરસિંહ પાછી પાની કરે એવા નથી. ચિતોડનું સ્વાતંત્ર્ય મને તો ખૂંચતું નથી.

**માલદેવ**—વીરતા તો હમીરસિંહની જોઈ લીધી! દ્વારપાલને ફોડી ગઢમાં પ્રવેશ કર્યો એ તો બાયલાનાં લક્ષણ. ચિતોડની સૂબાગીરી તને અપાવીશ ત્યારેજ વિરમીશ. (માલદેવ જાય છે.)

**હરિસિંહ**—(સ્વગત) બાપુ એકના બે થાય એમ નથી. એમનું કોઈપણ નહીં એજ મને સાલે છે. હવે તો એમને માટે શીર ઝુકાવેજ છૂટકો. બાદશાહ ના પાડે તો પીડા પતે.

## પ્રવેશ ૭

**સ્થળઃ**—બિનાસનો ઓવારો.

**પાત્રઃ**—મેના, મધુરી, વિષ્ણુદત્ત અને બ્રાહ્મણો.

સૂર્યના પ્રખર તાપમાંથી થોડો ઘણો બચાવ કરે એવી ઢબની ગોમતીમાં બ્રાહ્મણો બેઠા છે. ઉપર તાડછાંનાં ખપેડાંનું આચ્છાદન છે. બેઠક (ટાટુ) વાંસના કામઠાંની છે તે પર કુંકાવટી વગેરે સામગ્રી પડી છે. મધુરી નીચવેલું લૂગડું ખભાપર નાખી બેઠી છે. મેના એજ દશામાં તેને શોધતી આવે છે. બન્નેના બદન પરના કમખા ભીના છે.

**મેના**—મધુરી! એ મધુરી! ક્યાં મરી ગઈ! મુઈ, આ મેદનીમાં એને શી રીતે ખોળી કાઢું? હું તો થાકી. લાવ, વિષ્ણુદત્તની કુટીમાં જઈ બેસું. એ કંઈ ત્યાં આવ્યા વગર ઝંપવાની છે! (મેના વિષ્ણુદત્તની કુટી તરફ જાય છે, બહેન આવો, આ ચંદન ટીલું કરતાં જાઓ; ભાઈ પધારો,

એવી બ્રાહ્મણોની બૂમો ચાલી રહી છે. વિષ્ણુદત્તની કુટીમાં મધુરી ચાંલ્લો કરી તેમની પાસે હાથ જોવડાવતી બેઠી છે.)

**મેના**—મુઈ તું! મારા કરતાં પહેલી શી રીતે આવી પહોંચી? હાથ શું બતાવતી હશે! તે જોયા વગર લાવની હું કહી આપું. સારૂં ઘર મળશે ને વસંત પંચમીનાં લગ્ન છે.

**મધુરી**—તેં તારો જોઈ મૂકયો છે, એટલે બધાએ ચાળા સૂઝશે. મારે તો હજી સોળે ચોકઠી કાચી છે. કાં વિષ્ણુદત્તજી, ખરૂં કેની?

**વિષ્ણુદત્ત**—ના, ના, પાસાનો એક દાવ બરાબર નાંખો એટલીજ વાર છે.

**મેના**—જોઇલે, હુંજ ખરી પડી કેની? તારા તો પોબાર છે. મહારાજ, કયો દાવ નાંખવાની જરૂર છે? ટુંકે પતાવોને. મારી ભોળીને તો નિંદ નથી આવતી. આવા પુણ્યતીર્થે પાખંડ ના હોય.

**વિષ્ણુદત્ત**—મેં શું પાખંડ કર્યું?

**મેના**—તમે શું જાણો, પણ મધુરી તમારી પાસે આવે છે ત્યારે હસતી કુદતી ઉલ્લાસમાં હોય છે, બાકી આખો દિવસ હમણાં તો સુમ જેવી બેસી રહે છે.

**વિષ્ણુદત્ત**—હાથ જોઇને મેં એમજ જોયું. એણે જેમ બને તેમ વ્હેલાં લગ્નથી જોડાઈ જવું જોઈએ. નહિંતર...

**મેના**—વાયુનો પ્રકોપ ઉપડશે.

**વિષ્ણુદત્ત**—એમજ. કોઈ સારૂં પાત્ર મળતાં...

**મેના**—તે તમે એટલું કામ માથે ના લો? કાં મધુરી, એમને એ કામ સોંપુ કેની? (મધુરી બોલતી નથી પણ નીચું જોઈ રહે છે.)

**વિષ્ણુદત્ત**—મારૂં શોધેલું મધુરીને રુચિકર થશે? એ તો એક દિવસ સ્વયંવરની વાત મને કરતી હતી. બાકી મારા ધ્યાનમાં એને માટે તો એક યોગ્ય પાત્ર છે.

**મેના**—રાજરમણીઓના સ્વયંવર રાજવીઓના દરબાર ભરીને થાય, મારી મધુરીના નદીને ઓવારે આ મઢુલીઓમાંથી થશે. કાં મધુરી,

જવાબ દેની? હું ખોટું કહું છું! (મધુરી નીચું જોતી હકારમાં ડોકું હલાવે છે.) વિષ્ણુદત્ત! કોઈ પાત્ર એને યોગ્ય ધ્યાનમાં હોય તો તે જણાવો, એટલે બિચારી ઝુરતી અટકે.

**વિષ્ણુદત્ત**—આ ઓવારે તો સ્વયંવર કરવા જેવું છેજ નહીં. બધાજ પરણેલા છે. હું માત્ર ખાલીની ગણત્રીમાં છું.

**મેના**—લો. વાહ! વાહ! ત્યારે તો મારી મધુરીનું કામ સહેલું થઇ પડયું. કેવા સરળ માણસ છે! મધુરી લે આ, હું પુષ્પહાર લાવી છું. દેવ માટે બીજો લેવાશે, તારા દેવને ચઢાવ. સ્વયંવર ભરો કે ના ભરો મારી સંયોગિતા તો પૃથ્વીરાજનેજ વરમાળ પહેરાવે તેમ છે. (મધુરી પુષ્પહાર વિષ્ણુદત્તના કંઠમાં પહેરાવે છે. આજુબાજુ બેઠેલા બ્રાહ્મણો આ દશ્ય જોઈ ત્યાં આવી કંકુ અને અક્ષત છાંટે છે.)

**વિષ્ણુદત્ત**—(બ્રાહ્મણોને) હું આપ સર્વેને વંદન કરૂં છું. વસંત પંચમીનું મુહૂર્ત છે, માત પિતાની આજ્ઞા લીધી છે. આપ જરૂર પધારજો. (બ્રાહ્મણો આશિષ આપી પોતપોતાને સ્થાને જાય છે.)

**મધુરી**—(જતાં જતાં મેનાને) એવું મન થાય છે કે આખી ને આખી તને ટુંપી ખાઉ. હૈયા સરસી ચાંપી તારો ભેચોજ કાઢી નાંખું.

**મેના**—અરે હવે તે એમ બને! પછી ભટ્ટજીનું શું થાય?

## પ્રવેશ ૮

**સ્થળઃ**—દિલ્હી. માલદેવનો ઉતારો.

**પાત્રઃ**—માલદેવ અને હરિસિંહ.

માલદેવ બાદશાહના દરબારમાં જવાની તૈયારી કરવામાં રોકાયલો છે. માથે ફેંટો બાંધવાની તૈયારીમાં છે, ને હરિસિંહ દિલ્હીનાં નવા રાજ્ય તંત્રની તપાસ કરી પિતા કને આવે છે.

**માલદેવ**—હરિસિંહ શા સમાચાર છે?

**હરિસિંહ**—બાપુ, ખીલજી વંશના પતનથી રાજ્યમાં સુવ્યવસ્થા જેવું કાંઈ રહ્યું નથી. અલ્લાઉદીનની નિર્દયતા લોકો ભૂલી ગયા છે. એના મોજીલા છોકરાઓએ અને મલેક કાફુરે કરેલાં અમાનુષી કૃત્યોથી ત્રાસી

જાઇ, મન ધાર્યું કરી રહી છે. નવો બાદશાહ મહમદ તઘલુખ ન કહી શકાય એવો પુરુષ છે. પ્રજાને શક છે કે એક રાતમાં પિતાના વિજયને વધાઈ લેવા બાંધેલો શામીયાનો પિતાને સ્વધામ પહોંચાડવાજ મહમદે ઉભો કરેલો. નવો બાદશાહ વિદ્વાન છે તેમજ તરંગી છે, કવિ છે, ફીલસૂફોની સભા ભરે છે. રોજના નૂવા તરંગો ઉઠાવે છે અને કોઇ પણ પ્રકારે તેને અમલમાં મૂકવા આકાશ પાતાળ એક કરે છે.

**માલદેવ**—એ ફીલસૂફી હોવા છતાં રાજ્યલોભી છે એમ એના પિતા તરફના આચરણથી સાબીત થાય છે. અને મારે એટલુંજ જોઈએ છીએ. આપણે એના દરબારમાં પહોંચી જઈએ.

**હરિસિંહ**—બાપુ એમાં શું સાર છે? પ્રજાને જૂના અનુભવથી શક હોય.

**માલદેવ**—તું તો એવોજ રહ્યો. આ પાર કે પેલે પાર જે કામ માથે લીધું તે કર્યેજ છૂટકો.

## પ્રવેશ ૯

**સ્થળ**:—દિલ્હી. મહમદ તઘલુખનો દરબાર.

**પાત્ર**:—બાદશાહ, વઝીર, સિપાહસાલાર, ખઝાનચી, કવિવર વગેરે.

(પાસબાન આવી) હુઝૂર, ચિતોડના સુબા માલદેવ તથા તેમના શાહઝાદા બાદશાહ સલામતને કૂરનીશ બજાવે છે.

**બાદશાહ**—એમને આવવા દો. (માલદેવ તથા હરિસિંહ આવે છે મહમદ પોતાની તદબીર ઘડવામાં મુસ્તકીમ છે. માલદેવ ઉભો રહે છે)

**બાદશાહ**—હં. બેરામખાન મારો વિચાર દિલ્હીથી પાટનગર ખસેડી દક્ષિણમાં સ્થાપવાનો છે.

**બેરામખાન**—હુઝૂર એમાં બેસુમાર ખર્ચ થવાની વકી છે.

**બાદશાહ**—વઝીર તમારો શો મત છે?

**વઝીર**—જહાંપનાહ, આ અસહ્ય તાપ, જૂના રાજ વહિવટથી થાકી ગયેલી પ્રજા, તેમની મહા મહેનતે સાચવી રાખેલી દોલત રફે દફે થવાનો સંભવ એ બધુંય જોતાં એ વિચાર મોકૂફ રાખો તો સારૂં.

**બાદશાહ**—એ બધુંય પ્રજા પોતાની જોડે લઈ શકશે.

**વઝીર**—હુઝૂર, પણ તેના ખર્ચનો અંદાજ અખુટ થશે!

**બાદશાહ**—ખઝાનચી હજુ સુધી કેમ આવ્યા નથી?

**કુતલુઘખાન**—બાદશાહ સલામત મારૂં નામ પોકારે એટલીજ વાર છે. હું કૂરનિશ બજાવું છું.

**બાદશાહ**—ખઝાનચી, મારો વિચાર પાટનગર દિલ્હીને દક્ષિણમાં ખસેડવાનો થાય છે.

**કુતલુઘખાન**—અબજોના ખરચે એ કામ પાર પાડવું મને મુશ્કેલ લાગે છે પ્રજા આ તાપમાં મુસાફરી કરતાં હતાશ થઇ જશે. પોતાના ઘરબાર ત્યજવાનો વિચાર તેમના હૃદયને વલોવી નાંખશે.

**બાદશાહ**—ખર્ચ માટે તો મેં વિચાર કરી નાંખ્યો છે. ચામડાના સિક્કા પાડવા મેં નિશ્ચય કર્યો છે. તત્ત્વવેત્તા, તમે કંઈ કહેશો?

**આસુદસન્તકી**—તત્ત્વ અને સત્ત્વ, બધુંય ગુજરાતમાં છે. રાજ્ય-સત્તાના પ્રભાવ અને પ્રતિષ્ઠા હોય ત્યાં ચીથરાંના પણ દામ બોલે.

**વઝીર**—હુઝૂર, આપણને ઠરી ઠામ બેસવાનો માંડમાંડ અવકાશ મળ્યો છે. બાદશાહ સલામતની મરજી હશે તો દક્ષિણના મુલકમાં પાટનગરને ટપી જાય એવી તરકીબ ઉઠાવી શકશું. ચાંદી સોનાનાં ચલણને સ્થાને ચામડાના સિક્કા છાપવાથી બહુ બેદિલી ખડી થશે.

**બાદશાહ**—કવિવર, તમે કેમ બોલતા નથી? શાએર મલેક ગાઝી, નજમુદ્દીન ઇન્તીશાર અને મૌલાના અયતુદ્દીન શીરાઝીની ગેરહાઝરી મને આજે સાલે છે.

**વઝીર**—તેઓને અચાનક બીજું રોકાણ આવી પડયું અને હુઝૂરને એલ્તમાસ થતાં આપ નામવરે રઝા આપી હતી.

**બાદશાહ**—તે મારી ધ્યાન બહાર નથી.

**શાએર ઉબેદ**—હુઝૂર મારો એ વિષયજ નથી. ગાંડામાં ખપીએ એવો મોકો હુઝૂર ઉભો કરવા માંગે છે.

**બાદશાહ**—કવિ એટલેજ ગાંડા તેમજ તરંગી.

**ઉમેદ**—હુઝૂર પોતાની જાતને હલકી પાડે છે.

**બાદશાહ**—કવિવર, હું તમારો શિષ્ય છું. મારા બોલવામાં આજે તમને ઇતબાર નહીં આવે. મને ગાંડો કહેનારા ખાંડ ખાય છે. ચામડાંના કટકાની કિંમત કરતાં ઓછી કિંમતની ચીજનું ચલણ ભારતભરમાં ચાલશે અને પ્રજાજન તેને હોંસે હોંસે વધાવી લેશે એમ મારો ખુદા મને કહી રહ્યો છે. કવિવર, દક્ષિણ ફલદ્રુપ પ્રદેશ છે, ત્યાં કુદરત છે, કવિતા છે. મારા વિચારને એ જગ્યા વધારે અનુકૂલ છે. નકામા ખાડામાં પૈસા હું વેડફી દેવા માગતો નથી. તમને દિલ્હી નમાલું નથી લાગતું ?

**ઉમેદ**—વન, ઉપવન, નદી, નાળાં, અને વનસ્પતિથી ઉભરાતી પર્વત-રાજિઓ, તરેહતરેહના પક્ષીઓનો કલરવ, હુઝૂરના વિચારોને પોષશે એમાં તો બે મત હોઈ શકે નહિ. કુદરતમાંજ સ્વર્ગ સમાયલું છે પણ દિલ્હીને તે જગ્યામાં ખસેડવા કરતાં દક્ષિણની નવી રચના કરીએ તે બધી રીતે લાભકારક છે.

**બાદશાહ**—પુનઃ વિચાર કરશું. (માલદેવ તરફ નઝર પડતાં) માલદેવજી, મારી ધૂનમાં તમને ગેરઇન્સાફ થયો. બેસો, ચિતોડના શા ખબર છે ? કુંવર તમે પણ બેસો.

**માલદેવ**—જહાંપનાહ, મારી ગેરહાઝરીનો લાભ લઇ એક હીચ-કારાની માફક દરવાનને ફોડી ગઢમાં દાખલ થઇ હમીરસિંહે શિશોદીઆનો વાવટો ગઢ ઉપર ફરકતો કર્યો છે.

**બાદશાહ**—અને તમે વીલે મોંએ તેની રાવ ખાવા આવ્યા છો!

**માલદેવ**—હુઝૂર, મારાં અંગરક્ષકો સિવાય આખું સૈન્ય ગઢમાં હતું અને તે એની તરફેણમાં ફરી બેઠું છે. મને હાથ બતાવવાનો અવ-સરજ મળ્યો નથી. હું એની જોડે દ્વન્દ્વ યુદ્ધ કરીશ ત્યારેજ વિરમીશ.

**બાદશાહ**—હું વિચાર કરી જવાબ દઇશ.

**માલદેવ**—હુઝૂર પાટનગરને ખસેડવાની આપ તદબીર ઘડો છો, પરંતુ હમીરસિંહ એ અવ્યવસ્થાનો લાભ લઈ દિલ્હી પર આક્રમણ કરશે. વળી રાજપૂતો પણ એને ફાવેલો જોઇ એની શેહમાં તણાઈ આપ નામવરની વિરુદ્ધ થશે. હમીરસિંહને એ રીતે જાગતો મૂકી આપ નિરાંતે બેસી શકશો નહીં.

**બેરામખાન**—હુઝૂર, ટાંટેરીથી હતાશ થઇ પાછું ફરેલું લશ્કર કોઇ પણ ઠેકાણે પોતાનો હાથ બતાવવા તલપાપડ થઇ રહ્યું છે. આવો મોકો વારંવાર નથી આવતો.

**બાદશાહ**—અલ્હમદુલ્લઇલ્લા ? સિપાહસાલાર બેરામખાન, યુદ્ધની તૈયારી કરો. ચિતોડને હસ્તગત કરેજ હવે તો છૂટકો. હમીરસિંહ કે એનો વંશજ માથું ના ઉંચકે એવો પ્રસંગ મને ખુદાએ આપ્યો છે તો શિશોદીઆ વંશને નિર્મૂળ કરી નાંખીશ, એની દોલતમાંથી નવું પાટનગર ઉભું કરીશ. માલદેવ, તમે પણ અમારી સાથે યુદ્ધમાં જોડાવાની તૈયારી કરો.

**માલદેવ**—મને જવાની આજ્ઞા છે ?

**બાદશાહ**—હા.

(માલદેવ અને હરિસિંહ નમન કરી જાય છે)

**બાદશાહ**—વઝીર, મારી ગેરહાઝરીમાં સલ્તનતનો ભાર તમારે શિર.

## પ્રવેશ ૧૦

**સ્થળઃ**—મહેલની બાજુમાનું ચોગાન, ચિતોડ.

**પાત્રઃ**—ક્ષેત્રસિંહ, રણજીત, હમીરસિંહ, હંસાકુમારી અને જલધર.

**ક્ષેત્રસિંહ**—મૂક, મને આપી દે. નહીંતર મારીશ.

**રણજીત**—મારો છે. તને શેનો આપું ? જા, જા.

**ક્ષેત્રસિંહ**—સીધો સીધો માને છે કે ? (રણજીતને બે મુક્કી લગાવી દે છે. હોંસાતોંસીમાં વાત વધી જાય છે. ઘોડો ક્ષેત્રસિંહ ઝુંટવી લે છે અને રણજીત રોઈ પડે છે. એટલામાં હમીરસિંહ રાણી અને જલધર આવી પહોંચે છે.)

**હમીર**—બાપુ રણજીત, શું થયું ? કેમ રૂવે છે ? (ક્ષેત્રસિંહ ખીસીઆણો પડયો હોય તેમ ખૂણામાં લપાય છે.)

**હંસા**—રણજીત, શું થયું બેટા ? કેમ બોલતો નથી ?

**રણજીત**—મને મારી, મારો ઘોડો કુંવરાંએ ઝુંટવી લીધો.

**હમીર**—કુંવરાં ! ખરી વાત ? એનો ઘોડો તમે ઝુંટવી લીધો ?

**ક્ષેત્રસિંહ**—હા મેં લઈ લીધો.

**હમીર**—કેમ ?

**ક્ષેત્રસિંહ**—મને એ ઘોડો બહુ ગમે છે.

**હમીર**—તેથી ?

**ક્ષેત્રસિંહ**—બહુ સારો ઘોડો છે.

**હમીર**—સારો છે માટે ઝુંટવી લીધો ?

**ક્ષેત્રસિંહ**—હા તેમાંજ લીધો.

**હમીર**—બાપુ, બીજાનું સારૂં હોય માટે આમ ઝુંટવી લેવાય? આમ મારામારી કરવી શોભે કે? રણજીતને ઘોડો પાછો આપી દો. હંસા! કુંવરાં માટે એક સારો ઘોડો બનાવરાવો. જલધરજી, હવે કુંવરાંને ખરે ઘોડે બેસતાં શીખવો.

**ક્ષેત્રસિંહ**—(ખીસીઆણો પડી જઈ ઘોડો ફેંકી દઈ) લે આ તારો ઘોડો (ચાલ્યો જાય છે. રણજીત ઘોડાને લઈ કોટી કરે છે.)

**હમીર**—કુંવરાંને ખોટું લાગ્યું. હોય, બાળક છે.

## પ્રવેશ ૧૧

**સ્થળ:**—માલદેવનો દિલ્હીનો ઉતારો.

**પાત્ર:**—માલદેવ તથા હરિસિંહ.

માલદેવ માથા પરથી ફેંટો કાઢી નાંખી આમતેમ આંટા મારે છે, મોં પર ચિંતા છે, હરિસિંહનું મન પણ અસ્વસ્થ છે.

**માલદેવ**—હરિસિંહ, આ મારો છેલ્લો પ્રયાસ છે. હમીરસિંહને ક્યાં તો પાડીશ અથવા તો મારો જીવ આપીશ. વનવીર કુલાંગાર નીવડ્યો છે. એનું વેર લેવાનું તને સોંપું છું.

**હરિસિંહ**—પિતાજી, વનવીરની મને ઘડીભર ઈર્ષ્યા આવે છે. એ નાનપણથી ઉચ્છૃંખલ હતો, કોઇને પણ સત્ય કહેતાં અચકાતો નહીં એટલે એણે આપના સામા પક્ષમાં ભળી જતાં વિલંબ ના કર્યો.

**માલદેવ**—એટલે તું એમ કહેવા માંગે છે કે તું શરમાળ તેથી મારી આજ્ઞાને આધીન થઈ દુશ્મન દળમાં ભળી ગયો નહીં.

**હરિસિંહ**—પિતાજી, હમીરસિંહને દુશ્મન શી રીતે લેખું? બાદશાહ તદ્દન ધુની છે. કેટલોય વખત હું અને તમે એક ખૂણામાં ઉભા રહ્યા પણુ એની અવનવી યોજનાઓના તરંગમાં એણે આપણુને ગણકાર્યા નહીં. એ અપમાન ઉપરાંત એ ફાવશે તો આપણી આર્યભૂમિને વેરાન કરી મૂકશે. તમારો ખપ છે ત્યાંસુધી એ તમને પોતાની ઓથ તળે રાખશે. સારા હશે તો જન્મભર તમારી જોડે સારૂં રાખશે. પણુ એ બધાય કંઈ સરખા સ્વભાવના હોતા નથી. તમારૂં નામ ધીમે ધીમે નિર્મૂળ થઈ જશે. રજપૂતાઇ પરવારી જશે. આપણી ઘોર આપણે હાથે તૈયાર કરીએ છીએ.

**માલદેવ**—એ બધુંય ખરૂં હશે પણુ હમીરસિંહ મારી જોડે દગો રમ્યો છે, તેનુ વૈર લીધા વગર હું વિરમીશ નહીં.

**હરિસિંહ**—બાપુ એ વૈર, મમત્વ ધૂમાડાના બાચકા જેવું છે. તમે એની જોડે કેવી હલકી ગત ચલાવી છે? પરિણામે તમારૂં નામ હલકું કર્યું. ઉજળે મોંએ રજપૂત જોડે મારાથી વાત સરખી થઈ શકતી નથી.

**માલદેવ** (સ્વગત)—મારી ફસામણનો ખ્યાલ આને શી રીતે આવે? (મોટેથી) હરિસિંહ, હોળી પ્રકટાવી છે હવે તો ઝંપલાવ્યેજ છૂટકો. (જાય છે)

**હરિસિંહ** (એકલો)—પિતાની આજ્ઞાને આધીન થઈ જાતનું બલિદાન કરેજ હવે તો છૂટકો. માતૃભૂમિને કાળીટીલી આવે તે કરતાં તો મરવુંજ બહેતર ભગવાન એવો વખત જલદી લાવે અને હમીરસિંહને વિજયમાળા પહેરાવે. આ હાથ તો વનવીર ઉપર નહીં ઉપડી શકે. એ ઘા કરશે તો તે ખમી જઈશ.

## પ્રવેશ ૧૨

**સ્થળ**:—ચિતોડ, વનવીરનું નિવાસસ્થાન.

**પાત્ર**:—બ્રહ્મભટ્ટ, મેના, ભાનુમતી અને વનવીર.

**બ્રહ્મભટ્ટ**—બ્રહ્મભટ્ટ કહો, મેના! બોલો! બોલો! મેના બોલો!

**મેના** (આવીને)—રામ, રામ, કહો મેના. મેનાની જીભે તો બ્રહ્મભટ્ટનું નામ શી રીતે ચઢે? અટપટું છે.

**બ્રહ્મભટ્ટ**—કેમ સાધ્વી બનવું છે ? મારા વગર રઝળીશ ત્યારે મને યાદ કરીશ. દુનીઆ એવીજ છે. દૂર હોય તેને સંભારે. મળી ના શકે તેના જપ જપે.

**મેના**—સીતારામ કહો, મેના.

**બ્રહ્મભટ્ટ**—રામવડે સીતા છતાં સીતાજીનું નામ આગળ કેમ મૂકતા હશે. મનુએ એવું ક્યારે લખ્યું છે ? આ તો નવોજ વા.

**મેના**—મનુસ્મૃતિ વાંચી છે ?

**બ્રહ્મભટ્ટ**—વાંચ્યા વિના ટોણા મારવામાં ખરી મહત્તા છે.

**મેના**—એમણે તો લખ્યું છે કે यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः તમને તે આચારમાં ઉતારવાની પરવા નથી એટલે તેમને ગાળ ખવડાવવી છે, સ્વછંદે વર્તવું છે અને સૂત્રકારોને વગોવવા છે.

**બ્રહ્મભટ્ટ**—ચલ હું તો નહીં દઉં, તમારે જેમ નામ મૂકવું હોય તેમ મૂકજો. છેલ્લું કે પહેલું તેની મને પરવા નથી. પણ મારા નામ જોડે તમારા નામને જોડી દો એટલે નીરાંત. સીતા એકલાં શોભતાં નથી. જોડે રામ છે તો સોહામણાં લાગે છે. મેનાનો બ્રહ્મભટ્ટ કહીને કોઈ બોલાવશે તેમાં આપણને જરાય વાંધો નથી.

**મેના**—બૈરીરૂખામાં ખપશો.

**બ્રહ્મભટ્ટ**—એ તો ભ્રમ છે. આપણે મેનાના થવું છે. બીજા કોઇના થઇને રહેવું નથી, ને કહેવડાવવુંયે નથી. હવે હાથ આપોની.

**મેના**—આમ પરણવાને અધીરા કેમ થઈ ગયા છો ? મુહૂર્ત તો જોવડાવો.

**બ્રહ્મભટ્ટ**—એ તો મારા હાથમાં છે. આપણને સગવડ જોઇએ, મુહૂર્ત તો આવી મળશે. એ તો ઠીક છે કે જાતે જોષી છું નહીંતર તેને સમજ પાડી દેવાની. મુહૂર્ત ઉપજાવવું એ તો રમતનું કામ. મારે તો પરણવાનો કાળ વીતી જાય છે એટલે ટાયલાં પરવડતાં નથી. મહિનાઓ થયાં કેવે ઘોડે બેસવું, એના પર સાજ કેવો મૂકવો તે વિચાર મનમાંને

મનમાં ઘોળાયાં કરે છે. માલદેવજીએ કયું મુહૂર્ત જોવડાવ્યું હતું ? છોકરી વરાવી ને રાજ્યલક્ષ્મી ગુમાવી. મુહૂર્ત કોઈએ જોઇ આપ્યું હશે તો તે કોઇ અણુઘડ હોવો જોઇએ.

**મેના**—ઠીક, ત્યારે તમારૂં ચાલે તો સીધાં માયરામાંજ જઈને બેસો.

**બ્રહ્મભટ્ટ**—એટલીય વાર શા માટે ? આ જગા શી ખોટી છે ? જાતે બ્રાહ્મણ છું મારે તો તે માટેય કોઈનો ખપ નથી. માયરામાં એક જોખમ છે, તારે બદલે મોં ઢાંકી કોઈ કાણી કુબડી પધરાવી દે તો બ્રાહ્મણને આપઘાત કરવાનો પ્રસંગ ઉભો થાય. તારો વિયોગ ને નવીનો યોગ બન્ને વસમાં લાગે માટે ચલો. સાવધાન. (હાથ પકડવા જાય છે ત્યાં ભાનુમતી તથા વનવીર આવે છે.)

**ભાનુ**—કાં, બ્રહ્મભટ્ટ કુંવારા રહી ગભરાઇ ગયા ? અમને પણ બોલાવવાના નહીં કે ?

**વનવીર**—આર્યાવર્તમાં પરણવાની જુમ્મેદારી જાણો છો કે ?

**બ્રહ્મભટ્ટ**—ઓહો ! પરણવામાં જુમ્મેદારી ! એવા વાહિયાત વિચાર કોણ કરે ? એ રાંધશે, હું ખાઇશ. એ માંગશે, હું આપીશ. હું માલેકનો તાપ સહન કરીશ, એ રાંધણાંના તાપ જોશે માલેકના તાપ કેટલીક વાર એવા વસમાં પડી જાય છે કે ઘડીભર સ્ત્રીઓની ઇર્ષ્યા આવે છે. ઘરમાં દાદાગીરી અમે એકલા કદાચ કરીએ પણ માલેકને ત્યાં તો એનો લાડકવાયો હજૂરીઓ પણ અમને દમ ભીડાવે. અમે બે પરણીએ તેમાં ત્રીજાની દખલગીરી શા માટે જોઈએ ?

**ભાનુ**—અને માતૃભૂમિ માગશે તે ?

**બ્રહ્મભટ્ટ**—મેના શિવાય કંઈ પણ માંગશે તે આપીશ.

**વનવીર**—બ્રહ્મભટ્ટ, આમ મનમોજીની માફક અત્યારે વિચરો છો પણ પછી તેમ નહીં બને.

**બ્રહ્મભટ્ટ**—ઠીક, એની સામે બેસી રહીશ.

**વનવીર** (હસીને)—એમ નહીં. પરણશો એટલે ઘરના મટી સારાય નગરના થશો, નાગરિક તરીકે લેખાશો, અને દેશ માટે પ્રાણ આપવા

પડશે. તમારી જાતને, તમારી પ્રજાને, રાજ્યને ચરણે મૂકવાં પડશે. ઘોડે મફતમાં બેસાતું નથી.

**બ્રહ્મભટ્ટ**—મારે ક્યાં મફત બેસવું છે? પૈસા આપીશને.

**વનવીર**—તેટલેથી નહીં ચાલે, લગ્નનાં હર્ષગીત તેની જુમ્મેદારી સહિત રચાયાં છે; વેદના મંત્રોચ્ચાર એ જવાબદારી વગર અર્થ વિહોણાં છે. આ રણદુંદુભિ, નિશાનડંકા, નોબત તથા વાદ્ય વાજીંત્રો તવંગરીના તમાશા નથી. તમારા ભાવિ નાગરિક તરીકેના જીવનની રૂપરેખા છે. એમ ના બની શકે તો મૂંગા મૂંગા પરણવા ચાલ્યા જજો. બાદશાહી સવારી પણ ઘડીભર વરરાજાને માટે થંભી રહી તેને માર્ગ આપે છે તે એ નાગરિકની ભાવનાને અંગે. ઘોડે ચઢો તે રણાંગણે ચઢવાના મંડાણ અર્થે.

**બ્રહ્મભટ્ટ**—બાપુ સમજ્યો. શ્લોક એટલે કીર્તિ. અમારે ત્યાં તેથીજ પવાડા બોલાતા હશે.

**ભાનુ**—નાથ, બ્રાહ્મણને તમે અન્યાય કરો છો. એ કંઈ નમાલો નથી. સસરાજીએ મારૂં શીશ છેદવા તલવાર ઉગામી ત્યારે પોતાના પ્રાણની આહુતિ આપવા માથું ઝુકાવેલું.

**બ્રહ્મભટ્ટ**—તે વીરતાનો ઈજારો તો તમને ક્ષત્રીનેજ હશે. પરણવા જઈએ છીએ ત્યારે અમે પણ તલવાર હાથમાં રાખીએ છીએ હોં. યજ્ઞમાં પણ લાકડાની તલવારને સ્થાન છે. બાકી એમાં ધાડ શી મારી? મારા મિત્રનાં રંગીલાં રસીલાં પત્નીનું ધોળે દિવસે મારા દેખતાં માથું ઉડાવવામાં આવે અને હું તે મૂંગે મોઢે જોયાં કરૂં અને જીવતો રહું? જગતને મોં બતાવવાનું તો ઠીક પણ મારી મેનાને મારે માટે કેવો હલકો વિચાર આવે? એ તો કહે છે કે સ્ત્રીઓ વીરતાને વરે છે.

**વનવીર**—મિત્ર, આ વીરતાનાં લક્ષણ તારામાં જોઈ મારૂં હૃદય આનંદથી છલકાય છે. તારા કથનમાં પૂરેપૂરૂં સત્ય છે. ભારતના પુનરુદ્ધારનો ઈજારો એક જાતિ ના રાખી શકે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર સર્વેએ એકદિલથી કામ લેવું જોઈએ. એમની અન્યોઅન્ય સ્પર્ધા અને બેદિલી-

માંજ ભારતનું પતન થયું છે. અનુચર (આવી વનવીરને)–બાપુ, અન્નદાતા યાદ કરે છે.

**વનવીર**—જા, હું આવું છું.

**બ્રહ્મભટ્ટ**—આ અન્નદાતાથી તોબા. લગ્નની વાતો કરી માત્ર આનંદ લઉં છું તેપણ તેમનાથી ખમાતું નથી. સાવધાનની તૈયારી કરતો હતો ને તમે આવી વિક્ષેપ નાંખ્યો. લગ્નની ફરજ ઉપર ભાષણ કર્યામાં શું વળ્યું ? એ તો પેઢી દર પેઢી ચાલ્યું આવે છે. મહત્તા તો એ ફરજ અદા કરવામાં છે. પરણાવી હાથ તમે મીલાવી દોની. તમે જે કહેશો તે કરવા સેવક તૈયાર છે.

અનુચર (પુનઃ આવી)—પ્રધાનજી, સેનાધ્યક્ષ આવી ગયા છે. બાપુનીજ ખોટી છે.

**વનવીર**—મિત્ર લડાઈનું વાદળ ઘેરાયું હોય એમ લાગે છે. નકામા ટાયલામાં સમય ગુમાવ્યો. હું તો જઈશ. (વનવીર જાય છે.)

**બ્રહ્મભટ્ટ**—પોતે પરણીને બેઠા એટલે બીજાને પરણવાની વાત તે ટાયલાં. અને સહુથી વધારે ટાયલું અત્યાર સુધી ફરજ સમજાવવામાં ભાનુબહેન, તમે, અને અમારા ભાઈએ કર્યું. બીજાની લાગણીનો કંઈ વિચાર છે ? ભારતમાં તો લઢવાનો વા વાયો છે અને બ્રાહ્મણના હૃદયનો કચ્ચડઘાણ નીકળી જાય છે. ( મેનાને ) મનના રાણી, તમે પણ અતિ ડાહ્યાં છો. વ્રત લીધું તો મેં જાણ્યું કે હશે. ચોકખું મુહૂર્ત હાથમાંથી ગયું. હવે લઈશું રજા અને તમે કરજો મઝા. રામ નામ પઢજો. વખત વિચાર્યા વગર એ નામ બોલતાં આવ્યા એટલે નશીબમાંથી બ્રાહ્મણ સરક્યો. મોંમાંથી વેણ ઉચ્ચારીએ કેની તે તેની પૂરી તુલના કરીને કાઢવો.

## પ્રવેશ ૧૩

**સ્થળ:**—રાજગૃહ, ચિતોડ.

**પાત્ર:**—હમીરસિંહ, વનવીર, જલધર, સેનાધ્યક્ષ, બ્રહ્મભટ્ટ.

રાજગૃહના એક દિવાનખાનામાં ગાદીની બેઠક કરી હમીરસિંહ બેઠા છે; અઢેલવાને ગોળ તકીઓ છે. ગાદીને નાકે બે બાજુએ બીજાઓ, બે પગવાળી ગોઠવાયા છે.

**હમીર**—વનવીરસિંહ, ગુપ્ત અનુચર દ્વારા ખબર મળ્યા છે કે બાદશાહનું સૈન્ય ચિતોડ ઉપર આક્રમણ કરવા કટિબદ્ધ થયું છે.

**વનવીર**—મહારાજ, હું એમ ધારતોજ હતો.

**જલધર**—માલદેવજી શિકસ્ત ખાઈ મૌન સેવે એવા નથી. કોઇ પણ યુક્તિપ્રયુક્તિથી આપને રંજાડવા પ્રયત્ન કરશેજ.

**હમીર**—જલધરજી, જુદી જુદી દિશામાં અનુચરને મોકલી બાદશાહના સૈન્યની માહિતી મેળવો. સેનાધ્યક્ષ, કિલ્લાના રક્ષણની વ્યવસ્થા કરો. આ પહાડી પ્રદેશનો એક પણ ખૂણો માલદેવજીની નઝર બહાર ન હોઈ શકે. આપણે પૂરેપૂરા સાવધાન થવાની જરૂર છે. એકલું લડવું કામ નહીં આવે. એમની દરેક તદબીરને ઉંધી વાળવી પડશે.

**બ્રહ્મભટ્ટ** (બોલતો બોલતો આવે છે)—એની જાળમાંથી બંદાની માફક છટકતાં આવડવું જોઇએ.

**વનવીર**—મિત્ર, તું પણ વખતસર આવી પહોંચ્યો. મહારાજ, એ તદબીરો જાણી લઈ તેની સામે તરકીબ ઘડવા જરૂર છે. એ કામ બ્રહ્મભટ્ટનું. મિત્ર એ કામ તું કરીશ. બાદશાહના દળમાં જઇ—

**બ્રહ્મભટ્ટ**—ત્યાં માથું મૂકીને આ તરફ ચાલ્યો આવજે. આડા અવળા જવાની જરૂર નહીં. સીધોજ રસ્તો.

**વનવીર**—આ હસવાનો વખત છે ?

**બ્રહ્મભટ્ટ**—ત્યારે શું અહીંથી ખસવામાં ડહાપણ છે. જવું તે પણ શત્રુ દળમાં !

**વનવીર**—ત્યારે બ્રાહ્મણ શા કામનો ?

**બ્રહ્મભટ્ટ**—તે મોખરે મૂકયા મનુએ. ગાળ દેવી હોય તો પેટભરી તેને દેજો. આપણે તો ભારતમાં જ્યાં સ્થાન આપો ત્યાં (ગોળા વાળવાની ચેષ્ટા કરતો) પલાંઠી વાળી બેસવા તૈયાર છીએ.

**વનવીર**—એ ગોળા મનમાં રહી જશે. જોઈએ તો મેનાની રજા અપાવું.

**બ્રહ્મભટ્ટ**—એ તો વીરતાનું પુતળું. ના પાડેજ નહીંને. અન્નદાતા, માફ કરજો આ લુલી બાઇને. દિન ઉગે ને યુદ્ધના મંડાણ માંડો છો તે

આ બ્રાહ્મણને પરવડતું નથી. હસીને પેટ ભરૂં છું તેટલુંય મારા મિત્રથી ખમાતું નથી. મને કંઈ રજપૂતો જેટલો મોતને વરવાનો મોહ નથી. ઠીક, મિત્ર રામ, રામ, તું પણ બ્રાહ્મણને કુંવારોજ સ્વર્ગે મોકલશે ત્યારેજ જંપશે.

**હમીર**—હું તેમ નહીં થવા દઉં, જાઓ.

**બ્રહ્મભટ્ટ**—ખમા અન્નદાતાને. મેનાને મળી આ ચાલ્યો.

## પ્રવેશ ૧૪

**સ્થળ**:—ચિતોડ, મેનાનું ઘર.

**પાત્ર**:—બ્રહ્મભટ્ટ અને મેના.

રાજભવનમાંથી બ્રહ્મભટ્ટ મેનાને ઘેર. મેના લાકડાની તકલી પર સુતર કાંતતી બેઠી છે.

**બ્રહ્મભટ્ટ**—( ઘરમાં પગ મૂકતાં મેનાને જોઈ ) સાવધાન, અંતર પાંચનો અંતર સમય. સાવધાન.

**મેના**—કેમ રાતે નિંદ નથી આવી ? પરણવાના ભણકારા વાગે છે !

**બ્રહ્મભટ્ટ**—નિંદ તો મેના રાણી પોતાને માટે લઈ ગયાં. પરણવાનું કહ્યું ત્યારે ઉંઘી ગયાં અને યુદ્ધના ડંકા વાગે છે તે માટે અમે સાવધાન પોકારીએ છીએ. તમારી રઝા લેવા આવ્યા છીએ.

**મેના**—કેમ ક્યાં સીધાવો છો ?

**બ્રભહ્મટ્ટ**—સીધા દુશ્મનના દળમાં સાવધાનની ધૂન લાગી છે તે એટલા જ માટે તો. નથી પરણનાર કે નથી પરણાવનાર. કુંવારાંના તે અવતાર છે ! મને તેમની દયા આવે છે. ખરે, કોઈ બૈરી વગરના ના થશો. પહેલા તો વિચાર થયો કે તમને સાથે લેવાં ને માંગનારનો વેશ લઈ આપણે નીકળી પડવું. વધુ વિચાર કરતાં તમારૂં મોહની સ્વરૂપ આંખ આગળ ખડું થયું.

**મેના**—એટલે ભરોસો નહીં પડયો.

**બ્રહ્મભટ્ટ**—તમારો ભરોસો નહીં રાખીએ તો ચાલે કેમ ? ક્યાં ક્યાં પકડવા જઈએ ? ફાવે તેમ ઉડો. પણ મીઆઉંનાં ભરોસા નહીં; તરતજ તરાપ મારે. એનો એ સ્વભાવ ચિરકાળ રહેવાનો. ગરદનમાંથીજ

પકડે. એટલા માટે તો પાંજરામાં પોપટને રાખવા છતાં સાવધ રહેવું પડે છે. ગમે ત્યાં તમે છુમંતર થાઓ તો શોધતાં પાર ના આવે. એક જીવને પહોંચી વળાશે. ગમે તે વેષમાં ત્યાં પહોંચી જઈશું. ચાલો મનના રાણી, રાણાજી અંતઃપુરમાં ગયા છે અને અમે તમારી રઝા લેવા અહીં આવ્યા. તે મહારાજા અને અમે પણ મહારાજ. તે પરણેલા અને અમે કુંવારા એ માત્ર સાલે છે. ભાવ છે તેવો રાખજો. ઈશ્વર ઈચ્છા હશે તો મળશું.

**મેના**—બીડું ઝડપ્યું છે, પણ બહુ સંભાળથી કામ લેજો. માલદેવને થાપ આપી તેમ આ ઠેકાણે નહીં બની શકશે. લીલું સુકું જોયા વગર શિરચ્છેદનોજ હુકમ છૂટશે.

**બ્રહ્મભટ્ટ**—તમને ડર લાગતો હોય તો મિત્રને ના કહી આવું. મેનારાણીનો હુકમ નથી એમ સમજાવી દઉં.

**મેના**—તમને આ હસવાનો પ્રસંગ લાગે છે. આ હૃદય કોઇ કાળે તમને પાછા હઠવાનું કહેશે ?

**બ્રહ્મભટ્ટ**—જુઓ મેનાબાઈ તમને એક વાત ચોકખી જણાવી દઉં છું. જીવન એટલેજ હાસ્ય. મોજ થઇ આવી માટે ભગવાને સૃષ્ટિ રચી નાંખી. એ મોજનો ઈજારો કંઈ ભગવાનને એકલાને નથી. ખરું જોતાં હું તો એને પગલે પગલે ચાલું છું. એને જીવ ઘડવામાં મોજ લાગી તો મોજમાંજ જીવન વેડફી નાંખવાનો મને સંપૂર્ણ અધિકાર છે. ચાલો પુનઃ સાવધાન. મેના, મધુરી મેના, હવે વિશેષ બોલી શકાય એમ નથી. સૂર્યોદય સુધીમાં ત્યાં પહોંચી જવું છે. હૈયું છે અહીંઆં પણ ત્યાં લઈ જવું પડશે.

( મેનાની આંખમાં પાણી ભરાઈ આવે છે. નીચું જોઈ રહે છે. બ્રહ્મભટ્ટ તેનો હાથ હૈયા સરસો દાબે છે )

**મેના**—( ગદ્‌ગદ કંઠે ) કામ પાર ઉતારી પુનઃ વહેલા પધારજો.

( ભટ્ટજી નીચે મોંએ મેનાની આંખો લુંછી પસાર થાય છે. )

## પ્રવેશ ૧૫

**સ્થળ**:—અંતઃપુર, ચિતોડ

**પાત્રો**:—હમીરસિંહ અને હંસા

મંત્રણા કરી હમીરસિંહ સીધા અંતઃપુરમાં આવે છે. હંસાના હાથમાં ગુલાબનું ફૂલ છે તે સુંઘતી તે પણ ત્યાંજ આવે છે.

**હંસા**—નાથ, સાહેલી જોડે બગીચામાં ફરતી હતી ત્યાં મેના આવી ખબર આપી ગઈ કે બાદશાહનું સૈન્ય ચિતોડ હસ્તગત કરવા કુચ કરી રહ્યું છે.

**હમીર**—એને બ્રહ્મભટ્ટે કહ્યું હશે, બ્રાહ્મણ મોજીલો છતાં ઉસ્તાદ છે. વસ્તુસ્થિતિ બરાબર સમજે છે, એ બંને જણ બડા ચબરાક છે. એમના દિલમાં દેશની દાઝ છે. ત્યારે માલ......"

**હંસા**—નાથ, એ વાત મારે નથી સાંભળવી. એ નામનો ઉચ્ચાર પણ મારી સમક્ષ ના જોઇએ.

**હમીર**—પ્રિયે, હું સૈન્યની વ્યવસ્થા કરી અંતઃપુરમાં તમને એ ખબર કહેવા આવતોજ હતો. મેનાએ સમાચાર આપ્યા તે ખરા છે.

**હંસા**—નાથ, યુદ્ધમાં ઉતરવા મારો વિચાર છે.

**હમીર**—એ પણ ઠીક. હંસાનો પ્રાણેશ સ્ત્રીની સહાયથી યુદ્ધમાં વિજય મેળવશે. ખરૂં કેની ?

**હંસા**—પ્રાણેશ, આપને અપમાન આપવા આ દાસીને સ્વપ્ને પણ વિચાર સંભવે ખરો ! તમે તો કહેતા હતા કે પુરુષ અને પ્રકૃતિ ઉભયમાં તથા સર્વે વર્ણોની સમભાવનામાં ભારત સ્વાતંત્ર્યનો આધાર છે ! એ સૂત્ર વિસરવું ન પરવડે.

**હમીર**—એ વાત ખરી, સમય આવે વીરતા બતાવવામાં સ્ત્રી જાતીએ ક્યાં ન્યૂનતા રાખી છે ? ક્ષેત્રસિંહ બાળક છે, એનું જતન હું તમને સોંપું છું. તમારી કુખને શોભાવે એવો વીર એને બનાવજો. ન કરે નારાયણ, બાદશાહ જોડેના યુદ્ધમાં પરાજય થાય તો ચિતોડનો પુનરુદ્ધાર તમે એની પાસ કરાવજો. મેં આરંભેલું કામ કોઈ રીતે અધૂરૂં ના રહે એટલીજ ઇચ્છા છે.

# અંક ત્રીજો

## પ્રવેશ ૧

**સ્થળઃ**—ચિતોડગઢથી થોડે દૂર ડુંગરાઓમાં.

**પાત્રઃ**—બ્રહ્મભટ્ટ અને બે સૈનિકો.

બ્રહ્મભટ્ટ જોશીના વેશમાં, ખભે ઝોળી નાખી આવે છે. કપાળે, દેખાય એવા ચંદનના લપેડા છે. સૈનિકોમાં એક વૃદ્ધ છે, તેના વાળ ધોળા છે, બીજો જવાન છે.

**બ્રહ્મભટ્ટ**—(ટેલ મારતો.)

ટેલીયા ભટ્ટની ટેલ છે,
પરણવું મુશ્કેલ છે.
ડગલો જરીથી મઢેલ,
દિલ હોય તો આપવો સહેલ.
પઘડીને શિરપેચની ખોડ,
પૂરે મારો શ્રી રણછોડ

(સામેથી બે સૈનિકોને આવતા જોઈ)—સાવધાન.

**૧ લો સૈનિક**—કેમ ભટ્ટજી, માથા ઉપરનું ફાળીઉં સલામત રાખી ઘેર પહોંચવું છે કે? વહુ વહુ કરતાં પહોંચી જશો.

**બ્રહ્મભટ્ટ**—ખરૂં મારા મહેરબાન. શિર સલામત તો પઘડી બહોતેરી. જોશી છું. બીજા જોશીઓ તો પોતાના હાથ નથી જોતા. સેવકે તો પોતાનો હાથ જોઈ મૂક્યો છે; કુંવારો મરૂં એમ નથી. ચિતામાંથી પણ બેઠો થઈ જઈશ, પરણવાનો પ્રયત્ન કરીશ ને પરણીશ પછી મરીશ. વળી ભારતમાં તો ડોસોય કુંવારો મરતો નથી. પણ ભાઈ ઓ—

**૨જો સૈનિક**—કેમ બોલતા અટકી ગયા? તમારી વાત ખોટી છે. ડોસી કુંવારી ના મરે એમ કહેવત છે.

**બ્રહ્મભટ્ટ**—(ખંજવાળતો ખંજવાળતો)—એ તો સહેજ. તલવાર સામે જોઈ પગ ધ્રુજે છે. સિપાઈ બચ્ચાનો ભરોંસો નહીં. માથુ વાઢી નાંખો તો જોશ હમણાંજ ખોટો પડી જાય. તમારી કહેવત સેવકને અનુકૂળ નથી.

**૨જો સૈનિક**—સીધે સીધું બોલી મરે છે કે !

**બ્રહ્મભટ્ટ**—મીઆં સાહેબ, મરીને બોલવું નહીં ફાવે માટે જીવતો રાખવાનું વચન આપો.

**બન્ને સૈનિકો**—કુબૂલ છે.

**બ્રહ્મભટ્ટ**—એમ બાબત છે કે તમારા બેમાંનો એક આજથી દસમે દિવસે પૃથ્વી ઉપર નથી રહેવાનો. તમે બંને ઘર ભેગા થાઓ તો સારૂં. બીબીજાન બિચારી દુઃખી થશે.

**૧લો સૈનિક**—મહારાજ, મારૂં નસીબ અવળું છે ? અમે બન્નેએ શાદી તો કરી છે.

**બ્રહ્મભટ્ટ**—(ચાલવા માંગે છે) સેવકને એજ સાલે છે. તો જે મળે છે તે પરણેલા અને હું કુંવારો. મારો કેડો છોડોને મારે પારકાની શી પંચાત ?

**૨જો સૈનિક**—ખબડદાર.

**બ્રહ્મભટ્ટ**—(બેસીને મનમાં) લો, એના બાપનું રાજ્ય થયું. પેટમાં ભૂખ લાગી છે.

**૧લો સૈનિક**—મહારાજ સીધું પરખાવી દો નહીંતર તમારો જીવ જોખમમાં આવી પડશે.

**બ્રહ્મભટ્ટ**—વારૂ, મારા મહેરબાન. છોટેમીઆં, તમે જવાના અને આ ભાઈ જીવવાના.

**૨જો સૈનિક**—મહારાજ લડાઈનું વાદળ ઘેરાયું છે; તેની ખબર છે ?

**બ્રહ્મભટ્ટ**—ભારતમાં લડાઇ ક્યારે નથી હોતી ? એ તો રોજની તાજી બાતમી. મતભેદ કે ટંટો ફિસાદ ક્યાં નથી તે જોવા વલખાં મારૂં છું પણ શુક્રવાર વળતો નથી. અહીંથી નાસી જઈ કોઇ બીજો દેશ શોધવો પડશે. લડાઇના તો ભારતે ગણેશ બેસાડ્યા છે. હિંદુ મુસ્લીમ બધા એ ગણેશની પૂજા કરે છે.

**બન્ને સૈનિકો**—હયવાન.

**બ્રહ્મભટ્ટ**—હજી કુંવારો છું બાપુ. અમે હિન્દુઓ તો જે પરણેલા હોય તેને ચારપગા ગણીએ છીએ.

**૧લો સૈનિક**—કમઅક્કલ, તું જીવતો ઘરભેગો થાય એમ લાગતું નથી. બહુ બકવાદ કરે છે. અમે બંને મુસ્લીમ છીએ. એ તારા ગણેશને ઉંચકીને ફેંકી દઈશું અને તું બોલતો બોલતો જહન્નમમાં જઈશ.

**બ્રહ્મભટ્ટ**—જીતે રેહો મેરે દો બિરાદરો. લડાઇના ગણેશને પધરાવી દો તેમાં બંદા તો રાજી છે. સેવક તમારી જોડે પધરાવવા આવશે. પણ ઓ દિન કબ કે આ બમનકે પાઉંમે જુતી. લડાઇ જેવું શુભ કાર્ય ભારતમાં તમને જડશે નહીં. બીજા ગણેશ ફળે કે ના ફળે, પણ આ ગણેશ તો એવું ઘર ઘાલી બેઠા છે કે આપણે લગ્નાંજ કરવાના. એ લડાઇના ગણેશમાં તમને અપૂર્વ શ્રદ્ધા છે. બાકી મારૂં હાળું બધુંજ અવળું. બોલતો બોલતો માણસ મરી જાય તેને હિન્દુઓ તો પુણ્યશાળી માને છે. એકજ આશા છે કે એક દિવસ એવો આવશે કે જ્યારે આપણે બધાય ભેગા થઇશું. તમે બધા સ્વર્ગમાં જશો એટલે મારૂં તમારૂં વિસરી જઈ અમારી દયા ખાઈ આટલા વર્ષો જોડે કાઢયા માટે અલ્લાતઆલાને અમારા માટે સિફારશ તો કરશો કેની? બીજાને ભલે ભૂલો પણ આ બામણનો જોશ ખરો પડે તો તેને માટે તો એટલું કરજો. બહેસ્તની આબોહવાથી તો કુસંપના કલંક ધોશો કેની! પૃથ્વી કે સ્વર્ગ! એ તમારી પસંદગી. ખરેખર આ માનવદેહમાં કેટલાં ખોળીઆં બદલ્યાં હશે તે કોઈ સમજાવનાર હવે નીકળે તો સારૂં.

**૧લો સૈનિક**—ઉલ્લુના સરદાર! ઘર ભેગો થઈ જા. તારો બકવાદ નથી સાંભળવો.

## પ્રવેશ ૨

**સ્થળ**:—સિંગોલીની લડાઇનું મેદાન.

**પાત્ર**:—હમીરસિંહ અને સૈનિકો, બાદશાહ અને તેના સૈનિકો. બ્રહ્મભટ્ટ.

સામસામી તલવારો ઉછળી રહી છે. સૈન્ય જુદા જુદા ભાગમાં વહેંચાઇ ગયું છે. પગતળે કોઇ સગું સહોદર છુંદાય તે કોઇ જોતું નથી. મરતાં મરતાં

પાણી કોઇ માગે તેની કોઇ કનવાર કરતું નથી. કોઈના હાથ, કોઇનાં ધડ ઉછળીને પડે છે. ભૂમિ પર રક્તની નદી વહે છે. પડેલામાંથી કેટલાકની દિલને હલમલાવે એવી કાકીયારીઓ પડે છે. માણુસની માણસાઈ પરવારી ગઈ હોય એવો દેખાવ થઈ રહે છે. પડતાં પડતાં પણ કેટલાક વેર લેવા બેઠા થાય છે ને ચક્કર આવતાં નીચે પડે છે.

**બ્રહ્મભટ્ટ**—મિત્ર, અહીંથી ગમે તેમ કરી નીકળી છૂટો નહીં તો આપણી જરૂર શિકસ્ત થવાની, તમને મેં કહ્યું તેમ પૂર્વ દિશામાં પહોંચી જાઓ. (પેલા સિપાઇનો અચાનક મેળાપ.

**સૈનિક**—બ્રહ્મભટ્ટને જોઇને. આતો પેલો જો......એમ બોલી સામો થવા જાય છે એટલામાં બ્રહ્મભટ્ટ તેને ધૂળ ભેગો કરે છે. જોયું કેની મેં ભવિષ્ય ભાખેલું તે ખરૂં પડયું. (એટલું કહી તે વનવીરની પાછળ જાય છે). (માલદેવ અને વનવીરના સૈન્યનો ભેટો).

**માલદેવ**—કુલાંગાર! મારે હાથે તેને તો મારીશ. (જોડે ઉભેલા પોતાના સૈનિકને ધીરેથી)—બાદશાહને જઇને ખબર આપ.

**વનવીર**—જેને પોતાની પુત્રીના શિયળ માટે કનવાર નથી, કુટુંબની આબરૂ માટે માન નથી, જેને દેશ માટે દાઝ નથી તેના કરતાં......

**માલદેવ**—કૃતઘ્ની! બકવાદ બંધ કર. (વનવીર ઉપર ઘા કરવા જાય છે એટલામાં બ્રહ્મભટ્ટ આવી તલવાર વચ્ચે લાવી. એમ મારવું મુશ્કેલ છે) એમ કહી તે ચૂકવી નાંખે છે.

**માલદેવ**—બામણા, તને છૂટો મૂકયો તેનુંજ આ પરિણામ છે. ટેલીઆ ભટ્ટ થઈ તેં મારી મકસદ બર ના આવવા દીધી. હું તારૂં કાસળ કાઢી તારી જીવનદોરીનો અંત આણીશ.

**વનવીર**—રણસંગ્રામમાં જીભના લવારા ના હોય તેગના ચમકારા જ શોભે. તૈયાર થાઓ.

**બ્રહ્મભટ્ટ** (બાજુમાં જઈને)—બ્રાહ્મણને દિવસમાં કેટલી ગાળ પડતી હશે? પણ હજી આ બ્રાહ્મણમાં બ્રાહ્મણપણું છે એટલે આપઘાત કરીશ પણ તમારા જેવા દેશદ્રોહીને હાથે નહીં મરૂં. મારે અવગતિ નથી જોઈતી.

બાદશાહ—(માલદેવનો સૈનિક બાદશાહને આવી કાનમાં મંત્રણા કરે છે તેને)–સૂબાને કહેજે કે મારા કામમાં આડે ના આવવું. (શાહ, હમીરસિંહને શોધતાં તે સામા મળતાં દ્વન્દયુદ્ધમાં ઉતરે છે. સામસામી જબરી પટાબાજી થયા બાદ મહમદ તઘલખની શમશેરના કટકા થતાં તેને હમીરસિંહ જીવતો પકડે છે તથા જલધરને તેમને સુપ્રત કરે છે. ચોતરફ વિજયના ખબર ફેલાતાં બાદશાહનું સૈન્ય તાબે થાય છે. માલદેવને તેની જાણ થતાં મરવું કે મારવું એ નિશ્ચયથી ઉછળી હમીર સામે ધસી જાય છે તથા તે પડે છે.)

## પ્રવેશ ૩

સ્થળ—ચિતોડ.

પાત્રઃ—નગરજનો, રાણી, સાહેલીઓ, ક્ષેત્રસિંહ, જલધર, દેશળ.

મહમદ તઘલખના હાથી ઉપર બીરાજતા રાણા હમીરસિંહ નગરમાં પ્રવેશ કરે છે. નગરજનો ઉત્સાહમાં આવી જાય છે. રાણા ઉપર પુષ્પવૃષ્ટિ કરે છે. રાણી સાહેલીઓ, રાણાનાં ઓવારણાં લે છે. સોનાનાં પુષ્પથી તેને વધાવે છે. ક્ષેત્રસિંહ બાજુએ ઉભો રહી મોં ચઢાવી આ ખેલ જોયાં કરે છે.

ક્ષેત્રસિંહ—(પાસે ઉભેલા અંગરક્ષકને) આ કોનો હાથી? બાપુનો નથી લાગતો.

અંગરક્ષક—ના એ તો દિલ્હીના સુલ્તાનનો હાથી છે.

ક્ષેત્રસિંહ—આ હાથી બાપુનો નથી! સુલ્તાનનો છે?

અંગરક્ષક—હા, કેમ?

ક્ષેત્રસિંહ—તો બાપુએ એના હાથી ઉપર કેમ સ્વારી કરી છે?

અંગરક્ષક—કુંવરાં, દિલ્હીના સુલ્તાન મહમદ તઘુલખને અન્નદાતાએ મહાત કર્યા તેથી તેમના હાથી પર સ્વારી કરી બાપુ નગરમાં પધાર્યા છે.

ક્ષેત્રસિંહ—એમ! (ગંભીર થઈ જોયાં કરે છે.)

હમીર—દેવિ, જલધરની કદર તમારી નાની વય છતાં સ્ત્રી છતાં તમે કરી એ વાત આ વિજયમાળા પહેરતા યાદ આવે છે. મુત્સદીગીરી અને રાજ્યતંત્રમાં ભારતનાં સ્ત્રી અને પુરૂષ ઉભયે ઝંપલાવેજ છુટકો.

ગૃહકારભાર નિભાવી અમારા ભાર ભલે તમે હળવા કરો પણ સ્ત્રી એટલે શૃંગાર રસની માત્ર પ્રતિમા નથી, વ્યવહારમાં જકડાયેલી કરૂણાની કથની નથી, હાસ્યરસની પુતળી નથી. ભારતની સ્ત્રી એટલે નરની વીરાંગના. અર્ધાંગનાની ભાવનાની તોજ પૂરી સાર્થકતા છે. એમ નહિ થાય તો અમારા અર્ધા અંગને લકવાની બિમારીનાં ચિહ્નો જણાશે અને અમે જર્જરિત ખોખાં થઈ રહીશું.

**હંસા**—નાથ, ખરું છે રાજ્યતંત્રના ઇતિહાસોનાં પાનાં ઉકેલેજ અમારો એ છૂટકો.

**હમીર**—તમારે અંગે યુદ્ધનાં મંડાણ ભારતને પાને પાને ચીતરાયાં છે. જાતને સાચવવી પડશે, દેશને કેળવવો પડશે. વીરતાની પૂજારણોમાં વીરતા નહીં હોય તો પૂજામાં એટલી ઉણપ રહેશે. દેવપૂજા એટલે દૈવતનું અંતરમાં આહ્વાન, વીરપૂજા એટલે વીરત્વનું. ભારતના સ્ત્રીરત્ને તેના ઇતિહાસને આજ સુધી પોતાના ગૌરવ ભરેલાં ઉજ્જવલ કાર્યથી વિશુદ્ધ રાખ્યો છે એ તમને ક્યાં અજાણ્યું છે? (ક્ષેત્રસિંહને જોઈને) કુંવરાં, તમે કેમ સુમ જેવા ઉભા છો? સ્ત્રીઓ વીરતાના પાઠ ભણશે અને તમે શું કાયરતાના ભણશો? યુવકબળ અને તેની ચેતના પર ભારતનો પ્રાણ અવલંબી રહ્યો છે. બે ઘંટા પછી દરબાર છે. ત્યાં ચાલો. તમને આજે રત્નજડિત તલવારની ભેટ કરશું! જલધરજી પાસે કાલથી શસ્ત્ર વિદ્યાના તમારે પાઠ શીખવા પડશે. યુવક નમાલા થાય તે ભારતને ના પરવડે. મારાં અધૂરાં રહેલાં વ્રત તમારે પૂરાં કરવાં પડશે. (જલધર આવે છે અને મુંઝાયલો કુંવર બોલ્યા વગર જતો રહે છે.)

**જલધર**—અન્નદાતા, સામંતો આપના વિચાર જાણવા અધીરા થાય છે.

**હમીર**—જલધરજી તમે તો મુત્સદ્દી છો. એક સમય હું પણ આવાજ વિચાર ધરાવતો હતો પણ જેમ જેમ અનુભવ થાય છે તેમ થંડો થતો જાઉં છું. હજી ઘરનું ઠેકાણું પડયું નથી, માંહોમાંહેની ઈર્ષ્યા જરાયે શમી નથી ત્યાં યુદ્ધનાં મંડાણ માંડવા કેમ પરવડે? આપણા પોતાનાજ

આપણી ઉજ્જવળ કીર્તિ સાંખી શકશે નહીં. ત્યાં ઘરનાંજ દુશ્મનોનાં ઝુંડ ઉભાં કરી પરદેશીના હાથ સબળ કરીશું. આપણા ભાઇઓને પણ તેની ઝુંસરી ગમે છે. તેની ઇર્ષ્યા નથી આવતી.

**જલધર**—મારાથી બને તેટલું મેં તેમને સમજાવ્યું છે. જે વિચારશીલ છે તેમને આ વાત ગળે ઉતરી છે. પણ ઉછળતા યુવાનોને લગામમાં રાખતાં સમય લાગશે. તે તમારૂં સાંભળશે.

**હમીર**—ઠીક છે. થઇ રહેશે. રાણી, કુંવરાંને માઠું લાગેલું તેનો રોષ હજુ ઉતર્યો નથી. એમને તૈયાર કરી મોકલજો. વિજયસમારંભમાં વીરત્વના પાઠ મળે તેવા બીજા કશામાંથી નથી મળતા. આ વિજયની 'દશેરા' આપણે પ્રત્યેક વર્ષે ઉજવવી એવો મારો આગ્રહ છે. જલધરજી, દેશળ આ તરફજ આવતા હોય એમ લાગે છે.

**જલધર**—એમને સંતોષો તો બીજા બધા સમજી જશે.

**હમીર**—દેશળભા, તમારા વિચાર મને જલધરજીએ કહ્યા. તમારી મહત્વાકાંક્ષા માટે હું મગરૂર છું. ભારતની મનોદશા બદલાય નહીં ત્યાં સુધી હું એ સાહસ ખેડવા સંમત ના થાઉં, હાલ તો આટલેથી સંતોષ માનવામાં સાર છે.

**દેશળ**—અન્નદાતા, ત્રણસો વર્ષ એમના એમ વહી ગયાં. રજપૂતોએ એવી મહત્ત્વાકાંક્ષા રાખીજ નથી. મને સામ્રાજ્યનાં સ્વમાં છે. ભારતની ભુંગળ દશે દિશામાં વાગે એવી મારી ઝંખના છે. બાપુ, આ દેશળને તો જગત ઇતિહાસનાં પાનાં ફેરવવાં છે. ભારત વગરની જગતૂની પ્રત્યેક આદર્શમય પ્રવૃત્તિ હું તો અધૂરી ગણું. બાપુ, ખરું કહું ? હિમાલય કોઇને જવું નથી છતાં સાધુતાના દંભ સેવવા છે. સંતોષને નામે પ્રમાદને પોષવો છે. મહાસાગરના જુવાળ જેમ એકાદ બિંદુથી સંતોષાઈ ગર્વ વિજયના ધરવા છે. પુરુષાર્થ વિનાની પ્રજા વિનાશને નિમંત્રે.

**હમીર**—દેશળજી, હું પણ યુવાન છું પરંતુ આંતર કલહથી મારા હાથ ભોંયે પડી જાય છે. દરબારમાં તો ચલો, જોઇએ ત્યાં શું રંગ ઝામે છે!

# પ્રવેશ ૪

**સ્થળઃ**—ચિતોડના રાજભવનનો એક ખંડ.

**પાત્રઃ**—હમીરસિંહ અને વીરસિંહ.

જોધપુર દરબારના એક સરદાર હમીરસિંહના વિજય માટે દરબારમાં અભિનંદન આપવા આવે છે.

**હમીર**—વીરસિંહ, આમ કેમ એકાએક આવવું પડયું ?

**વીરસિંહ**—રાણાજી, દરબારને આપના વિજયના સમાચાર વીજળીવેગે મળ્યા. ચિતોડનો પુનરુદ્ધાર કરી બાપારાવળની કીર્તિ આપે ઉજ્વલ કરી દિલ્હી સુલ્તાનને આપે બંદીવાન કર્યા એ સમાચાર મળતાં રાજકુંવરી પદ્મા–

**હમીર**—વીરસિંહ તમને બોલતા અધવચ અટકાવું છું, તે માટે દિલગીર છું, આપનું વેણુ અધુરું રહે એમાં દરબારની શોભા છે. એ પૂરું સાંભળી પાછું ઠેલું તે દરબારશ્રીને ના રુચે. પદ્માના સૌંદર્યની પ્રશંસાથી હું અજ્ઞાન નથી. હંસાને અનાયાસે વરવાનું ના બન્યું હોત તો હુંજ પદ્માના માગાં મોકલતે. વીરસિંહજી ખરૂં કહું ? એ, તે સમયે સ્વીકારાતે કે કેમ તેની શંકા છે.

**વીરસિંહ**—રજપૂતોના કુલાચારથી રાણાજી કયાં અજાણ્યા છે !

**હમીર**—રમણીઓના સૌંદર્ય પાછળ ભમવું, આજે એક ને કાલે બીજી, એમ રમણીઓના ગંભારથી રાજભવનની અટારીઓને ભરી દેવી એ ભલે કુલાચાર હોય પણ પ્રત્યેક આચાર ધર્મની કોટિમાં મૂકાવા યોગ્ય નથી. રાજાઓ સુંદરીઓમાં વિલાસ માણશે, મોજમજાહના મુજરા કરશે, લક્ષ્મીની બરબાદી કરશે પછી લોકપુણ્ય, પ્રજાહિતનાં કાર્યમાં પોતાનો પૂરો ફાળો શી રીતે ભરશે ? એ વિલાસની હોળીમાં એમનાં તપ અધૂરાં રહેશે. પ્રજા કરના બોજાથી રહેંસાઈ જશે. વીરસિંહ, રાજધર્મનાં શાસનો રાજાઓ નહીં પાળે, રાજાઓનાં જીવન પ્રજાને બોધદાયી નહીં નીવડે તો પ્રજામાં પાખંડ પ્રસરશે, અધિકારીઓ રાંકડી રૈયતને રીબાવશે, નૃપતિઓ તેમનાં અમાનુષી કાર્યોનાં આંખ મીંચામણાં કરશે, રાણીઓ રાજમાતા

થવા પોતાના કુંવરને પાટવી બનાવવા છળપ્રપંચ કરશે, એકજ પિતાના પુત્રો કલહ અને કંકાસમાં સબડશે, સત્તાલોભી અધિકારીઓના હાથમાં રમકડાં થઈ રમશે, ભારતનું પુણ્ય પરવારશે.

**વીરસિંહ**—રાણાજી, હું ક્યાં અનેકની વાત કરૂં છું ?

**હમીર**—એક નહીં તે અન–એક. સ્ત્રી પાસે શી આશા રાખો છો ?

**વીરસિંહ**—એકજ પતિની.

**હમીર**—ને તમને અનેક પત્ની કરવાના પરવાના જોઈએ છે ? સ્ત્રી પાસે આદર્શમય જીવનની આશા રાખો છો. તમે શું નમાલા છો ? એકજ પત્નીના આદર્શ તમે સેવી ના શકો ? પુરુષત્વનો પ્રમાદ તો પૂરેપૂરો રાખો છો, સ્ત્રી કરતાં પણ સંયમમાં ઉતરશો ? શરીર એક તેને અર્ધાંગ કેટલાં ?

**વીરસિંહ**—મને આપે વિચારમાં નાખી દીધો.

**હમીર**—મેં કરેલાં લગ્નનો હું બચાવ કરૂં છું એમ રખે સમજતા. માલદેવના ગુનાહ માટે તેની બિન અપરાધી, સરળ, નિખાલસ બાળકીને શિક્ષા કરવા મારા અંતરાત્માએ મને નાપાડી. જગત ભલે મારી વાતો કરે. આવાં જબરદસ્તીનાં પુનર્લગ્નને હું અત્યાચાર ગણું છું. પિતાના અત્યાચારે મને અનાચારમાં પ્રેર્યો. એક પત્નીવ્રત લઈ હું તેનું પ્રાયશ્ચિત કરીશ. પ્રાયશ્ચિત એટલે પૂર્વનું વિસર્જન; પુણ્યના પરિવર્તન. દેવકૃપાથી મને એક પુત્ર છે. ચિતોડમાં વસનાર એકેએક રજપુત મારો ભ્રાતા છે. મારા ભાયાતોમાંથી કોઈ યોગ્ય વીર ના સાંપડે તો મચ્છવેધ જેવી યોજના કરી તેમાં જે સૌથી વિજયી નીવડે તેને મારા પછી ગાદી મળે એવો હું પ્રબંધ કરૂં.

**વીરસિંહ**—રાણાજી આતો નવું દર્શન.

**હમીર**—તમને અનુકૂળ પડતું નથી માટે તેમાં નવીનતાનો ભાસ લાગે છે. સૂર્યવંશી હમીર એકજ હંસા સાથ સંસારયાત્રા કરી ચિતોડને સ્વર્ગ સમું બનાવશે. મર્દની મર્દાનગી બહુપત્નીવ્રતમાં નથી. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ એટલે પરમાર્થની પગથીમાં પગલાં મૂકવાં.

**વીરસિંહ**—આ તો વાલ્મીકીના કલ્પિત તરંગો, વ્યાસના હવાઈ વિચારો.

**હમીર**—તમે તેને સત્યના વાધા ચઢાવો. સૂબાના પ્રપંચમાં દેવી સામેલ નહોતી. એ તો આત્મહત્યા કરવા તૈયાર થઇ. મેં તેને અટકાવી. દરબારને કહેશો કે મારા પ્રત્યેના એમના ભાવ માટે હું આભારી છું.

**વીરસિંહ**—ત્યારે મહારાજ હું રઝાજ લઉં ?

**હમીર**—ના. મારી એક ઇચ્છા છે. થોડીવારમાં દરબાર ભરાવાનો છે. તમે આવશો તો મારો આત્મા પ્રસન્ન થશે.

**વીરસિંહ**—મહારાજ જરૂર આવીશ. કંઈ શીખવાનું મળશે. રાજ-ધર્મનાં સૂત્રો અટપટાં છે, આકરાં છે.

**હમીર**—રાજહઠ અને સ્ત્રીહઠ મોટામાં મોટી ગણાય છે. પણ પ્રજાહઠ તેથીય બળવત્તર છે એમ સત્તાધીશો સમજે તો સારૂં. નહીં સમજે તો પ્રજાઓ બંડ કરશે, અને નૃપતિઓ જાતેજ તે માટે જગતને જવાબદાર ગણાશે.

**વીરસિંહ**—ખરૂં છે પ્રજાના હિતમાંજ પોતાનું શ્રેય છે એમ જે નૃપતિઓ સમજશે તેજ સુખે વિરમી શકશે.

## પ્રવેશ ૫

**સ્થળઃ**—ચિતોડના રાજમહેલનો બગીચો.

**પાત્રઃ**—હંસાકુમારી, ભાનુમતી, મેના, મધુરી અને સાહેલીઓ.

ચોગાનમાં હંસાકુમારીએ બધાંને નિમંત્ર્યાં છે. બધાંએ કેશરીઆં રંગની સાડી પહેરી છે. હંસાના શિક્ષણથી પાવરધી થયલી સાહેલીઓ રાસમાં અવનવા રંગ પૂરે છે.

હંસાના હાથમાં વીણા છે, ભાનુના હાથમાં રંગીન રાતા વસ્ત્રના વર્તુલ આકારમાં વચ્ચો વચ્ચ સુવર્ણની ખાણ જેવા ઝગઝગતા સૂર્યની આકૃતિવાળો ચિતોડધ્વજ છે તથા મેનાના હાથમાં પખાજ છે. સાહેલીઓએ અનુક્રમે મંજીરા, કીરતાલ, કાંસાના નાનાં ત્રાસાં તથા દાંડીઆ હાથમાં લીધાં છે. ત્રિપુટી બાજુએ ઉભી રહી છે ત્યારે સાહેલીઓ ત્રિપુટીનું ગાન ઝીલતી, વગાડતી ફરતી રહે છે. તેની આગળ વચ્ચોવચ્ચ મધુરી નોબત વગાડતી બેઠી છે. મહેલની અટારીએ હમીરસિંહ વગેરે ઉભા છે. એક છેડે સાહેલી શંખનાદ તથા તેને સામે છેડે બીજી રણશિંગું ફુંકે છે.

**મધુરી**—હંસાબા, આ મેનાના તો મદ માતા નથી. લગ્ન પાસે આવ્યાં એટલે ધરતી પર પગ પણ નથી મૂકતી.

**મેના**—બા, લગ્ન નહોતાં આવતાં માટે મધુરી ધરતી પર પગ મૂકતી નહોતી. મેં એત ના ગોઠવ્યો હોત તો ક્યારનીએ ઉડી ગઈ હોત.

**મધુરી**—તું તો ચબાવલીજ રહી. એક બોલ કહીએ એટલે સો સંભળાવે.

**ભાનુ**—તને તે સાંભળવાના કોડ થાય છે. પરણી બેઠી છે એટલે બધા ચાળા સુઝે છે.

**મધુરી**—તમે તો જ્યારે ત્યારે મેનાનીજ વકીલાત કરવાના.

**ભાનુ**—હું તો એના ગુણની તરફદારી કરૂં છું.

**હંસા**—ખરૂં છે, મેનાનાં તપ અજોડ છે. લો. એનાં લગ્નની ખુશાલીમાં તમને નિમંત્ર્યાં છે, સાહેલીઓ આવી પહોંચી છે, આપણે રાસ રમીએ.

**મધુરી**—(એકલી નોબત વગાડે છે.)

કકડધુમ, કકડધુમ, કકડધુમ,
કકડધુમ, કકડધુમ, કકડધુમ,

**હંસા**— ગાઓ ગાન વીરો,
ઉદ્ધારનાં યશસ્વી.

**ભાનુ**— ઝીલો ગાન બહેનો,
ઉદ્ધારનાં યશસ્વી.

**મેના**— નરનાર સર્વ સૂણજો,
ઉદ્ધારગીત નવલાં.

**ત્રિપુટી**— પરતંત્રતાની ઘેરી,
સહુ વાદળી વિખેરી,
ગગને ચિતોડ ઉગી,
ઉષા સ્વતંત્રતાની. ગાઓ૦

હિંદના પુરુષ પ્રકૃતિ,
ઝૂંસરી વિદેશી છોડી,
દિગંતમાં પ્રસારી,
નિજ કીર્તિ શી ઉજાળી ! ગાઓ૦
એકલિંગજી પ્રસાદે,
વીર પૂર્વજોને પુણ્યે,
સતીઓ તણા સતીત્વે,
ધ્વજ જો ! ફરી આ ફરકે. ગાઓ૦

**મધુરી**—( એકલી નોબત વાગે છે )

કકડધુમ, કકડધુમ, કકડધુમ,
કકડધુમ, કકડધુમ, કકડધુમ.

હંસા અને હમીરો,
ભાનુ ને વનવીરો,
બ્રહ્મભટ્ટ ને મેનાઓ,
વીર બેડલીની જય હો !

( ત્રિપુટી પ્રત્યેકની છુટી છુટી કડી બોલે છે. )

**મધુરી**— કકડધુમ, કકડધુમ, કકડધુમ.

## પ્રવેશ ૬

**સ્થળ**:—ચિતોડાધીશનો દરબાર મંડપ.

**પાત્ર**:—હમીરસિંહ, બાદશાહ, દેશળ, બ્રહ્મભટ્ટ, ક્ષેત્રસિંહ, દરબારીઓ, (પાછળથી) હંસાકુમારી, ભાનુમતી, મેના, મધુરી.

રાણાના તખ્ત પાસે એક નાનું તખ્ત બાદશાહ માટે રાખવામાં આવ્યું છે. ભાયાતો દરબારીઓ ગાદીતકીઆની બેઠક પર બીરાજ્યા છે તેમની પાછળ જરા દૂર સૈનિકો હથિયાર સજી ઉભા છે. હમીરસિંહ, બાદશાહને લઈ દરબારમાં આવે છે. સૈનિકો ઉભા થઈ નમન કરે છે.

**હમીર**—સુલ્તાન તઘુલખશાહ, તત્ત્વવેત્તા તરીકે તમારૂં નામ જાણીતું છે. આ યુદ્ધના દાવાનળ તમે પ્રકટાવ્યા તેથી હું વિસ્મિત થયો છું. આપણે હવેલીઓ બાંધવી છે, સૂર્ય જોડે સરસાઈમાં ઉતરવા માગતા હોઈએ એટલી ઉંચી લઈ જવી છે, અને પડોશી તેની ઝુંપડીની રહી ગયલી છુટી છવાઈ ફાટોમાંથી, સૂર્યનાં કિરણોનો અકસ્માતે થતો તેમાં અવરજવરથી, સંતોષ માણે તે પણ આપણાથી ખમાતું નથી. હવેલીની સોડમાં એ ઝુંપડી ખૂંચે છે. હવેલીને તે લજવે માટે યુક્તિ પ્રયુક્તિથી એ ઝુંપડીને તોડી મેદાન કરીએ તો એક દખલગીરી મટે, આપણું આંગણું સોહામણું લાગે એ મોહ તો સાધારણ મનુષ્યના. તત્ત્વવેત્તાઓ તે રાખશે તે કેમ પોષાશે ? અજ્ઞાનીઓની સ્વાર્થપરાયણતા, પૃથ્વીની લઘુતા, જ્ઞાનીઓ સેવશે ?

**મ. તઘુલખ**—રાણાજી, માલદેવને સૂબાગીરી દીલ્હીના સુલ્તાન અલાઉદીન ખીલજીએ આપી હતી; તમે તેને શિકસ્ત આપી. પુનઃ તેની સ્થાપના કરવા મેં પ્રયાસ કર્યો.

**હમીર**—તત્ત્વવેત્તા બાદશાહ એમ કહી શકશે કે અલાઉદીન ખીલજીએ ન્યાય કર્યો હતો ! રૈયતના ન્યાય ચુકવવા આપણે કાઝી અને ન્યાયાધીશોને રોકીએ, અને રાજાઓ, બાદશાહો ન્યાયનાં ખૂન કરે, સત્તાની ધૂનમાં, લોભની મોહજાળમાં પરરાજ્ય પર આક્રમણ કરે, પારકાનું છીનવી લે, લાખોનાં બળિદાન આપે, ઠામઠામ હોળી પ્રકટાવે, શહેરો, ગામડાંઓ, પાટનગરોને ઉજ્જડ કરી નાખે તેના ન્યાય ખુદા તઆલ્લાનેજ સોંપવા પડશે ! ઇન્સાનીયત એટલી અધૂરી રહેશે ? મનુષ્ય મનુષ્ય મટી સેતાનનો સથિયારો કરશે !

**દેશળ**—ફીલ્સુફીના રુદન. તૃપ્તિ એટલે ભારતની ત્રુટી.

**મ. તઘુલખ**—ઝામેલી સત્તા ગુમાવવી કોને પરવડે !

હમીર—હું કંઈ તત્ત્વવેત્તા નથી એટલે તમને પૂછું છું કે ફીલસૂફો પરતંત્રતાને પોષે ! સ્વાતંત્ર્ય વિચારમાંજ, આચારમાં નહીં ! બણગાં સ્વતંત્રતાના ફુંકશો અને સત્તાનો અમલ પૃથ્વી પર પ્રસરાવશો ! વિશ્વપ્રેમનાં તપ અધૂરાં રાખશો ?

**દેશળ**—અન્નદાતા, જે વિશેષ બુદ્ધિમાન તેને અહંમ્ વધારે, સ્વાર્થ પણ વધુ. આજ તો ધાડપાડુ જેવાં કામ કરી નરપતિમાં ખપવું છે, પ્રજાજનના જન્મસિદ્ધ હક્ક પર તરાપ મારી સમાનતાના ડોળ રાખવા છે, નાગરિકના સામાન્ય હક્ક છીનવી લઈ ધર્મધુરંધરના લહાવા લેવા છે, પિંડ પોષુ થઈ પરમાર્થના આડંબર રાખવા છે. જગતને ડહાપણના પાઠ આપવા અને વર્તન અનોખા રાખવાં એનું નામ સંસ્કૃતિ.

**મ. તઘુલખ**—રાણાજી, તમે તેમજ આ યુવકે મને વિચારના વમળમાં નાખી દીધો.

**હમીર**—તમે તો સત્તાનો અમલ બજાવવા આ રણજંગ મચાવ્યો પણ ખુદાને નામે અત્યાચાર થાય છે તે તમને ક્યાં અજાણ્યા છે? ખુદા મારો કે તમારો નથી, ઈન્સાનીઅતનો છે, સારી આલમનો છે તે આ અમાનુષી વર્તન જોઈ રાચતો હશે? પ્રત્યેક મનુષ્યને ગમે એવું જગત ઉભું કરવા મથો તો ઈન્સાનનું નામનિશાન રહેશે નહીં. ખુદાને નામે કોમેકોમ માથાં કાપશે, તવંગરો ગરીબને રેંસશે, એટલે ગરીબો તવંગરોના લોહી તરસ્યા થશે. (બ્રહ્મભટ્ટ બોલવા માગે છે તેને વનવીરસિંહ રોકે છે તે જોઇ) કાં બ્રહ્મભટ્ટ, તમે કંઈ કહેવા માગો છો?

**બ્રહ્મભટ્ટ**—રાજશાસનની મંત્રણામાં આ ગરીબના શા ભાર! વનવીરભાઈ ઘેર જઈ સપડાવે છે. સહજ કંઈ વિચાર આવી ગયો.

**હમીર**—વનવીરસિંહ, એના વિચાર ખૂશીથી જણાવવા દો. રાજ્યાસનો અમીરીથી, દબદબાથી ઝળકી ઉઠે છે ખરાં પણ આ રાજ્યમહેલોની એકેએક ઇંટમાં, એને કાંકરેકાંકરે, અરે, એની ઝીણામાં ઝીણી રજકણમાં ગરીબીના અવાઝ છે. જેઓ તેની કનવાર નહીં કરે તેના પાયા નબળાજ સમજવા. પ્રભુએ બધાને શ્રીમંત સરજાવ્યા હોત તો બધાને પૃથ્વી પર પોઢવું પડતે યાતો એમની હવેલીના ચણતર જાતે કરવાં પડતે. કહો શું વિચાર આવ્યો?

**બ્રહ્મભટ્ટ**—અન્નદાતા, અધરવની કોટિમાં બ્રાહ્મણને મૂકવા બધાય એકે પગે તૈયાર હોય છે પરંતુ પેટને ધરવ રહે છે, સત્તા અને લક્ષ્મીનો તો ધરવજ નથી. ધરવ છે તોજ અમે ધસઘસાટ ઉંધી શકીએ છીએ.

**હમીર** (હસીને)—ખરૂં છે. લક્ષ્મીધરો, મુત્સદ્દીઓ અને સત્તાધીશોને ઘડીભર જંપ નહીં અને નિંદના પણ પૂરેપૂરા વાખા.

**બ્રહ્મભટ્ટ**—તેઓ પૂરાં સુખી છતાં પોતાને દુઃખી કલ્પે છે, કેમકે એમને સંતોષ નથી.

**મ. તઘુલખ**—રાણાજી તમે જે શરત કરો તે મને કબૂલ છે એમ કહેવાની ધૃષ્ટતા કરૂં તો મને માફ કરશો. રજપૂતોની ઉદારતાના પાઠ તો ઇતિહાસને પાને પાને કોતરાયા છે.

**દેશળ**—અને તેના લતીજા પણ પૂરેપૂરા આલેખાયા છે. અન્નદાતા, મનુષ્ય જીવનની, જીભની કે કલમની ઉંચી ભાવનાઓ પર રાષ્ટ્રના ઇતિહાસો રચાયા નથી. બાપુ, બાપુ, પૃથ્વીપર સ્વર્ગ ઉતારવાના સિદ્ધાંત જગત છે તે જોતાં શા ખપના? સૂત્રો કોને માટે! દેવોએ દાનવો સામે આવા અખ્તરા આદર્યા જાણ્યામાં નથી અને આદર્યા હશે તો ફળીભુત તો નથીજ થયા. એકલિંગજીના યુવક ચેતનને અવળે રસ્તે ના ચઢાવો.

**હમીર**—સુલ્તાન, આ નવજવાનનાં વેણ સાંભળ્યાં? એની ઉછાળા મારતી ઊર્મિઓ ઉપર થંડા પાણીનો હું સંચાર કરૂં છું તે એને રોમે રોમ સાલે છે. જેમણે જેમણે અમારા પર જુલ્મ ગુઝાર્યા છે તેમનાં અમાનુષી કૃત્યોથી, વચનભંગથી અમારી ઉદારતા અપલક્ષણની કોટિમાં મૂકાઇ છે. મને એકજ વિચાર સાલે છે. તમે તત્ત્વવેત્તા છો, તમે આરંભેલાં કામ અધૂરાં રહેશે. બાદશાહ જરા વિચાર કરો. તમારાં જ્ઞાનનાં સંશોધનો, તમારાં પ્યારાં પુસ્તકો, કિતાબખાના, તમારી કળાની કૃતિઓનો હું નાશ કરૂં તે તમને રુચશે? અરે, પાક પરવરદિગારને એ ગમશે? ભવિષ્યની પ્રજાની જ્ઞાનપિપાસા, કળા પ્રીતિને ઉણી રાખવાનો અભિશાપ મારે શિરે ચોંટશે. એ બધાનો નાશ કર્યાથી મારા હાથમાં શું રહેશે? રે,

શીલસ્કરીના ઉપાસક આપણી ભારતમૈયા માટે શું અવશેષ રહેશે? માત્ર ખાખ. આ યુદ્ધના દાવાનળ ક્યાં સુધી? આપણા બન્નેનો જડમૂળથી વિનાશ થાય ત્યાં સુધી! આપણે ભારતની બે આંખો, કઇને ફોડી નાંખી ભારતને સ્વરૂપવાન કહી શકીશું?

**મ. તઘુલખ**—રાણાજી જેઓ ધર્માંધ છે તેમને આંખો છે છતાં નથી, એ દેખીતું છે. મેં દિનને નામે આ લડાઈ નથી આદરી. જ્ઞાનથી, અનુભવથી એ પડો ખુલે ત્યારે. મારા પર ઇતબાર હોય તો મને મુક્ત કરો, નહીંતર સઝા ફરમાવો.

**દેશળ**—થઇ રહ્યું. રાણાજીનું હૃદય પીગળી જવાનું અને હાથમાં આવેલો શિકાર એઓ છોડી દેવાના. અરે! ભગવાન! રજપૂતની ઉદારતાને વીંધવાના કંઈ અસ્ત્રશસ્ત્ર શોધી કાઢી મને આપ. બાકી આ આદર્શમય ઉદારતાના ટકોરખાનામાં મારી પીપુડી કોણ સાંભળે?

**હમીર**—બાદશાહ. જે માન મરતબા સહિત મેં તમને મારી પાસે બેસાડ્યા છે તે ભાવ જાળવી હું તમને દિલ્હી જવાની રૂખ્સત આપીશ. સેવંચી, ઝાલોર, રણથંભોરના પરગણાં તમારે અમને આપવાં પડશે. બાકીની વિગતો જલધરજી તમને જણાવશે.

**મ. તઘુલખ**—ચિતોડ કુળભૂષણ હમીરસિંહજી, ઉદારતાના પાઠ તમારી પાસેથી મારી કોમ પઢે એ મારી દિલની મુરાદ છે. હું જે કંઈ કહીશ તે માત્ર મારા સ્વાર્થ ખાતર, મારી ગરજ માટે કહું છું એમ આ જુવાન તો શું પણ સારીય દુનિયા એમ કહે કે માને તો તે ખોટું નથી. રાણાજી, તમારી ઉદારતાના બદલામાં હું તમને વંદન કરૂં છું. તમારી સાથની દોસ્તીનો હક્ક મહમદ તઘુલખ તો જીવતાં સુધી નહીં છોડે એમ પાક પરવરદેગારને હાઝર જાણી શપથ લઉં છું. હિંદુ અને મુસ્લીમની મૈત્રી માટે દિલોજાનથી પ્રયત્ન આદરીશ એમ કોલથી બંધાઉં છું.

**બ્રહ્મભટ્ટ**—(ધીરેથી) ચાલો, ખેલ ખતમ માટે સાવધાન. વનવીર: રાણાજીને તમારે માટે ભલામણ કરૂં?

**હમીર**—વનવીરસિંહ, ભારતને તમારા જેવા જાતનો તેમજ સ્વાર્થનો ભોગ આપનારા યુવકોની જરૂર છે; એવા યુવકો દેશને માટે શું કરી શકે એનું માપ કાઢવું મુશ્કેલ છે. તમને હું પાંચ ગામ તમારી દેશસેવા માટે બક્ષિસ તરીકે આપું છું. બ્રહ્મભટ્ટ, તમને જોયા ત્યારથી તમે દેખાઓ છો, બોલો છો, તે કરતાં જુદાજ લાગેલા. તમારો પૂરો ઇતિહાસ મેં કાલેજ જલધરજી દ્વારા જાણ્યો. તમને એક ગામ, તમારી સ્વતંત્રતા માટેની ધગશ અને સેવા માટે તથા એકસો સોનામહોર તમારા હાસ્યજનક, હૃદયભેદક, મર્માળાં વચાનામૃત માટે હું નવાઝેશ કરૂં છું. અનુચર! રાણી, ભાનુમતી તથા મેનાને તેડાવી મંગાવો. પરણવા તલપાપડ થયલા વનવીરસિંહના બ્રાહ્મણ મિત્રની ધીરજ ઉપર હું રીઝી થઈ ગયો છું. બ્રહ્મભટ્ટ, રાજ્યમહેલમાં હરજો, ફરજો, હસજો અને અમને હસાવજો. (અનુચર નમન કરી જાય છે.)

**બ્રહ્મભટ્ટ**—અન્નદાતા ખરું કહું ? ગામ મળ્યું ને સોનામહોર મળી તે ગમ્યું પણ જીભની છુટ મળી એના જેવી બાદશાહત એકેય નહીં. જરા બોલવા જાઉં ને મિત્ર ચુંટી ભરે એટલે આકુળવ્યાકુલ થઈ જતો હતો. જરૂર, હવે દસ વર્ષ વધુ જીવાશે. (વનવીરને) જોયું ? હઝારોનાં લોહી રેડ્યાં ત્યારે તમને ગામ મળ્યાં, બંદાએ ટેલ નાંખી ને તે ફળી–લો, મનનાં રાણી આવ્યાં, કેવાં પ્રફુલ્લિત દેખાય છે! એમને ખબર પહોંચી ગઈ હોય એમ લાગે છે. રાણાજી, હવે વિલંબ ના કરે તો સારૂં. કોને ખબર, કાલનો દિન ઉગે ને હિંદુ મુસ્લિમના યુદ્ધના મંડાણ મંડાય ને સેવક પાછા રમતા રામ માફક રવડતા રહે. અહીં બોલ્યું કે સાંભળ્યું; ઘેર ગયા એટલે શ્રી રામશરણું.

**મ. તઘુલખ**—હંસા કુમારી હું તમને મારા ધર્મના બહેન ગણું છું. દેવિ! તમને હું વંદન કરૂં છું ત્રિપુટી સુલ્તાનને નમસ્કાર કરે છે.

**હમીર**—મેના, આવો. તમે પણ મારા નગરને શોભાવો એવાં સ્ત્રીરત્ન છો. તમારાં આકરાં તપ અને વ્રત માટે મારાં અભિનંદન. ભારતમાં તમારા જેવી આર્યાઓ નવચેતન રેડશે.

(રાણાજી, બ્રહ્મભટ્ટ અને મેનાનો હસ્તમેળાપ કરે છે, મેનાને રત્નજડિત હીરાનો હાર પહેરામણીમાં આપે છે.)

**બ્રહ્મભટ્ટ**—ધન્ય ઘડી, ધન્ય દહાડો. ધન્ય અમને કે પરણું પરણું કરતાં મોંએ શીણુ આવ્યાં ત્યારે પરણ્યા. ધન્ય આ સૌને કે સેવકના લગ્ન જોવાનો લહાવો તેમને મળ્યો.

**હમીર**—કુંવરાં તમે આમ અધીરા કેમ? તમારૂં મન કયારનું અસ્વસ્થ લાગે છે. સમય જરા વિશેષ થયો તેથી કંટાળ્યા છો? શમશેરથી તમને આજે કટિબદ્ધ કરવા છે તે માટે અધીરા થયા છો! બાપુ, સિંહની શમતા અને ઉદારતા રાખશો ત્યારે શમશેરના પૂરા અધિકારી ગણાશો. પેટ પૂરતું મળતાં સિંહ કોઇને રંજાડતો નથી. નગરોના સત્તાધીશો કરતાં એ વનવગડાનો રાજા બહુ ઉદાર છે. એ પશુ મટી માનુષી થાય છે ત્યારે આપણે પશુત્વના માર્ગમાં ગર્વથી સંચરીએ છીએ. (જળધરજી પાસેથી રત્નજડિત શમશેર લઇ કુંવરને આપતાં) કુંવરાં, શમશેર સત્ય અને ન્યાય માટે ઘુમાવજો, નિર્દોષની કત્લ માટે નહીં.

**મ. તઘુલખ**—(કુંવર કંઈ બોલવા માગે છે એમ તેના મોં પરથી કળી જઈ,) રાણાજી તમારા શાહઝાદા કંઇ કહેવા માગે છે.

**હમીર**—બાપુ, તમારે કંઈ કહેવું છે? આ વાટાઘાટ તમારા વગર અધૂરી ના રહેવી જોઇએ.

**ક્ષેત્રસિંહ**—બાપુ, રણક્ષેત્રમાંથી વિજયમાળા પહેરી નગરમાં આપ સીધાવ્યા, નગરજનોને આનંદ આનંદ થઈ રહ્યો છે, આ સભાજનો વિજયથી છલકાઈ ગયા છે, મને નિંદ આવતી નથી.

**હમીર**—કુંવરાં, એવું શું છે? પછી વાત કરશું?-

**ક્ષેત્રસિંહ**—બાપુ, ન્યાય જોઇએ છે. આ રાજસભાના સરઅફસરો, વિચારકોની સમક્ષમાં જોઇએ છે.

**હમીર**—(ભાર મૂકીને) ઠીક! તો કહો. સુખેથી. ન્યાય તો તુર્તાતુર્તજ અપાવો જોઈએ, એમાં વિલંબ ના સંભવે.

**ક્ષેત્રસિંહ**—બાપુ, આપનો ઠપકો સાલે છે. બાદશાહનો હાથી તમે ઝુંટવી લીધો, તેના પર બેસી હરખાતા, ગામના ઓવારણા લેતા, પ્રજા-

જનના જયઘોષ સાથે તમે નગરમાં પધાર્યા અને રણજીતનો ચાંથરાંનો ઘોડો મને ગમ્યો ને મેં રમતમાં એની પાસેથી ઝુંટવી લીધો એ ગુનાહ માટે મને આપે તકસીરવાર ઠરાવ્યો.

**મ. તઘુલખ**—ઇન્શાઅલ્લાતઆલ્લા, કુંવરાં શાબાશ !

**હમીર**—કુંવરાં તમે ગજબ કરી. બાદશાહ, કુંવરાંને તમે ન્યાય આપો. તમે તત્ત્વવેત્તા છો.

**મ. તઘુલખ**—રાણાજી મારી શુદ્ધબુદ્ધ કુંવરાંએ ખોલી નાખી. મને એણે જ્ઞાનનો ઘૂંટડો પાયો. હું શો ન્યાય આપું ?

**હમીર**—બાદશાહ એ જ્ઞાન નહીં પણ આપણો સ્મશાનવૈરાગ્ય. બાળકોને વઢતાં જોઇ તેમને શિખામણના ઘુંટડા પાવાનો મનુષ્ય સ્વભાવ શાશ્વત રહેવાનો અને મોટેરાંની વઢવાઢ પણ શાશ્વત રહેવાની. આપણે આજે કરીએ છીએ તે ક્ષેત્રસિંહ વર્ષો પછી કરશે. બાળક મટી મનુષ્ય થશે એટલે મનુષ્યત્વને ભૂલી જશે. અજ્ઞાનના થર વર્ષેવર્ષે ઉત્તરોત્તર ચઢતાં જશે છતાં બાળકને નાદાન ગણશું. વાતો, સુલેહશાંતિની, મોટી મોટી કરશું છતાં ધ્યેય કોઈનું પચાવી પાડવાના, વધારે બળવત્તર થવાના રાખીશું.

**બ્રહ્મભટ્ટ**—અન્નદાતા ! પુરોહિતકાર્ય કરૂં ? આજ્ઞા છે ? પૂરૂ હિતનું કરીશ. ભારતનું ભદ્ર થશે.

**હમીર**—સુખેથી.

**બ્રહ્મભટ્ટ**—જરા ગંભીર થવું પડશે.

**હમીર**—એમ ? બહુ નવાઈની વાત.

**બ્રહ્મભટ્ટ**—આપુ, હાસ્યનો અનુરાગી છું ખરો પણ બ્રહ્મભટ્ટ માટે જીવન ભરના, ભારત માટે ચિરકાળના.

**હમીર**—ખરું કહો છો, બોલો.

**બ્રહ્મભટ્ટ**—સૂર્યવંશના જ્યોતિર્ભૂષણ હમીરસિંહ, દિલ્હીના ચમકતા સિતારા સુલ્તાન મહમદ સાથે હાથ મિલાવો ( જાતે જઈ બન્નેના હાથ

મિલાવે છે ) અને ભારતનો વિજય ગાઓ, એની પુનઃર્ઘટના કરો, સુલેહ અને શાંતિના યુગના મંડાણુ માંડો. તમારી સંધિમાં ભારતનો ઉદ્ધાર છે, ત્રુટિમાં ભારતનું પતન છે. હિંદની સલ્તનતના સિકંદરો ! તમારી પ્રજાને એ પાઠના અધ્યયન કરાવો. મંદિરોની વેદઘોષણામાં, મસજીદો અને મકબરાઓનાં પાક કલમાઓમાં એવા પ્રબંધો ઘડો. કુસપના કલંક ધોઈ નાંખો. ઇશ્વર તે ખુદા છે; પાકપરવરદિગાર તે એજ, એકજ ઇશ્વર છે. કલ્પનાસૃષ્ટિમાં તમારે જોઇએ તેમ તેને કલ્પો, ફાવે તેમ તેને ભજો તે એકજ રહેવાનો. અન્યથા વિચાર એ તમારા મનની ભ્રમણા છે. એ ભ્રમણાને અંગેના અમાનુષી વર્તન તે મનુષ્યસૃષ્ટિના પાક સરજનહાર સામેના બંડ છે; એમાં અનીશ્વરવાદની ગંધ છે. (ઉંચેથી પુષ્પવૃષ્ટિ થાય છે)જુઓ. પાકપરવરદિગાર પરમાત્માની એ વાંચ્છના છે. આ પુષ્પની પરિમલ ભારતને ખૂણે ખૂણે પમરાવો. કલમે કરેલા કાળી શાહીના કરારો એ માત્ર છેતરપીંડીના છંદ છે. આપણે કરેલાં કાળાં કર્મોનાં ઢાંકપીછોડાના ફંદ છે. પૂર્વના પૂર્વજોએ જગતને વિચારકો, ફીલસૂફો મનુષ્ય ધર્મના પાઠ પઢાવનારા પયગંબરો, દેવદૂતો પાઠવ્યા છે, તત્ત્વજ્ઞાનના બોધ આપ્યા છે. એ પુણ્યશાળીઓને પગલે પૂર્વે પોતાની અપૂર્વતા સિદ્ધ કરવાની છે. એ સિદ્ધિથી, એ પુનરુદ્ધારથી પૃથ્વી પર શાંતિના સામ્રાજ્યો પ્રસરશે, મનુષ્યનું મનુષ્યત્વ અનેરું જગત્ રચશે, પૃથ્વી પર બીજું સ્વર્ગ ઉતરશે. જગત્ શાંતિના ઉપાસકો, મનુષ્ય સૃષ્ટિના પ્રમાદધનો ! વિશ્વપ્રેમની ભાવનાને આચરણમાં મૂકી હૃદયપલટો કરો, બ્રહ્માંડમાં પરિવર્તન થશે, તે સ્વર્ગસમ સુંદર બનશે.

**હમીર**—બ્રહ્મભટ્ટ, તમે પણ ખૂબ કરી.

( મ. તઘુલખ સાવ વિચારગ્રસ્ત હોવાને લીધે પૂરૂં સાંભળતા નથી એમ ધારી,)

તત્ત્વવેત્તા શાહ, તમે બહુ વિચારમાં પડી ગયા હો એમ લાગે છે. કંઈ ઉણપ લાગી ? તમારા તરંગો અધૂરાં ના રહેવા જોઈએ

**મ. તઘુલખ**—રજપૂતની ઉદારતામાં ઉણપ સંભવે ? આ બ્રાહ્મણ પણ હોશિયાર છે. મેં પૂરૂં સાંભળ્યું છે. મને એકજ વાત શૂળની માફક સાલ્યાં

કરે છે. તમારા કુંવરાંનો બોધ. આત્માની વિશાળતા આગળ, પૃથ્વી, બાળકના રમકડાં જેવી લાગે છે. સૂર્યવંશી રાણા! ખરું કહું? તમે મને રણમાં મહાત કર્યો તે કરતાં તમારા કુંવરાંથી હું સદ્હઝાર ગણો શિકસ્ત પામ્યો. (કુંવરની પીઠ થાબડી) કુંવરાં મારાં તમને કોટિકોટિ અભિનંદન. રાણાજી, પાંચહઝાર ઘોડા આ આપના કુંવરને મારા વચનપાલનની જામીનગીરીમાં મારા તરફથી નવાઝેશ કરૂં છું. (કંઇ વિચાર સ્ફુરતાં) રે મરદાને જહાન! અય રાષ્ટ્રવિધાતાના સિકંદરો! અય મુત્સિદ્દિગીરીનાં ચાણુક્યો! કુદરતના તારાજમાં મોજ માણુતા સરઅફસરો! આ બાળક આપણી ઠેકડી કરી રહ્યો છે. એ ખુદા! ( કુંવરને બાથમાં લઈ)

આફરીન, સૂર્યવંશના નબીરા, આફરીન.

**સભાજનો**—(ગર્જના કરે છે.)

ધન્ય, કુંવરાં, ધન્ય.



# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૨૦ | સરદાર અલ્પખાનની | સરદારની |
| ૮-૮૦ | ૨૧ | તરફેણમાં | તરફ |
| ૮ | ૨૪ | આધિન | અધિન |
| ૯ | ૧૬ | દૂરદક્ષતા | દૂરઅંદેશી |
| ૫ | ૨૪-૨૫ | રણુબા-હમીર | હમીર-રણુબા |
| ૨૫ | ૫ | પ્રેમકલહમાં | પ્રેમગોષ્ટિમાં |
| ૨૫ | ૧૭ | હંસા | ભાનુ |
| ૨૬ | ૩ | કુતૂહળતાની લાગણીથી | કુતૂહળથી |
| ૨૬ | ૧૮ | સંબંધ | સંબંધી |
| ૨૭ | ૧૩ | એ વર્તનને | એ વિચારને |
| ૨૭ | ૧૪ | વાસ્તવિક | યોગ્ય |
| ૨૯ | ૫-૨૬ | ફરતે-નવું ગાયન | ફરત-નવું સંશોધન |
| ૩૨ | ૧ | ( સ્વગત ) | ( સ્વગત, છતાં બહુ મોટેથી ) |
| ૩૬ | ૧૧-૨૦ | જાયાની-અપહરણ | પુત્રની-હરણ |
| ૩૯ | ૨૪ | ના | પાળજે |
| ૪૧ | ૯ | ગૃહ | ગ્રહ |
| ૪૨ | ૨૩ | જો | જ્યાં |
| ૪૫-૯૯ | ૨૧-૧૭ | ગંભાર | સમુદાય |
| ૪૭ | ૨ | ખેસમાં | પાઘડીમાં |
| ૪૮ | ૪ | સંતાનોનાં | પુત્રીઓનાં |
| ૫૦ | ૧૦-૧૨-૧૪ | વીરની-ભવનની-સ્વતંત્ર થઇ | વીરના-ભવનના-છુટી |
| ૫૧ | ૧૧ | રાજાઓનાં શાસન | રાજાઓનું રાજત્વ |
| ૫૮ | ૮-૨૩ | નીકળતે-અલવલ | નીકળત-વાંધો |
| ૫૯ | ૧૨ | નરી | નથી નરી |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૦ | ૫–૬ | હતે–ઝામતે | હોત–ઝામંત |
| ૬૨ | ૧૧–૧૫ | દેવી ! | દેવિ ! |
| ૬૫ | ૬ | આપનાર | આવનાર |
| ૬૫ | ૨૧ | ધસી જાય છે | માલદેવ ધસી જાય છે |
| ૬૮ | ૬ | સિંહ–મળ્યો | સિંહણુ–મેળાપ થયો |
| ૭૨ | ૧–૨૨ | ચિતોડનો–અશક્ય | ચિતોડનું–નિશ્ફળ |
| ૭૪ | ૧૮ | હમીરસિંહ | હરિસિંહ |
| ૭૬ | ૭ | ચોકઠી | સોગઠી |
| ૭૮ | ૭–૧૦ | ફીલસૂફી–શું | ફીલસૂફ–શો |
| ૭૯ | ૨–૯ | અખુટ–હતાશ થઈ | બેશુમાર–અકળાઈ |
| ૮૫ | ૧ | છોકરી | દીકરી |
| ૮૭ | ૨૧ | કાઢવો | કાઢવું |
| ૧૦૦ | ૯–૧૬ | પ્રમાદ–પ્રાયશ્ચિત કરીશ | ગર્વ–ઋણુ ફેડીશ |
| ૧૦૧ | ૨૫ | શંખનાદ | શંખનાદ કરે છે |
| ૧૦૭ | ૬–૭ | દિન–પડો–શપથ | દીન–પડળ–કસમ |
| ૧૧૦ | ૧૩ | મનુષ્ય | મોટો |

**સુચના:**–આ શબ્દો જોડે લખ્યા મુજબ વાંચવા. ગોબ્રાહ્મણુ, કારાગૃહ, મા'ત, ગજબ થયો, તદબીર, ચોબદાર, ચામર, હોમાવું, **पन्थाः** મયદાને જંગ, મુત્સદ્દિગીરી, સમશેર, ઉહાપોહ, ખબરદાર, કરતાલ. બીજા અંકનો પહેલો પ્રવેશ, પહેલા અંકનો છેલ્લો પ્રવેશ ગણુવાનો છે.